## પુસ્તક મળવાનાં ઠેકાણાં.

મુંબઈ સમાચાર ઑફીસ—ફ્રીયર રોડ-મુંબઈ.

અમરચંદ પી૦ પરમાર—નં૦ ૮, બીજો ભોઈવાડો-મુંબઈ.

ડાકટર-વૈદ્યરાજ મહિધર પુરૂષોત્તમ વૈદ્ય, વીઠલવાડી.

મેસર્સ એન૦ એમ૦ ત્રીપાઠી એંડ કું.-બુક સેલર્સ, કાલબાદેવી રોડ.

# કાવ્ય વિનોદ.

## પ્રથમ કુંજમાળા (ભાગ ૧ લો.)

કુંજ ૪૭.

**(સમજુતી તથા અર્થ સહિત)**

જુના હિંદી કવિઓના અદ્દભુત કાવ્યોમાંથી દોહન કરી કાઢેલાં
ચમત્કારી કાવ્યોનો અપૂર્વ સંગ્રહ.

**(અનેક રસ, પ્રસ્તાવિક, રાજનીતિ, શિક્ષા, હાસ્ય, ઈતિહાસ ઈ૦ થી ભરપૂર.)**

લેખક—પ્રકાશક,

**અમરચંદ પી૦ પરમાર.**

સ૦ ૧૯૬૩નાં આખાં વર્ષમાં દર શનીવારે "મુંબઈ સમાચાર"માં
'કાવ્ય વિનોદ'ના મથાળાં નીચે આવેલા લેખો.

जहां न पहुंचे रवि, तहां पहुंचे कवि.



સં૦ ૧૯૬૪—સન ૧૯૦૭.

કિંમત આઠ આના.

મુંબઈ:

કોટ, ફ્રીયર રોડ પર મુંબઈ સમાચાર છાપખાનામાં કેખશરૂ માણેકજી અરદેશરજી
મીનોચેહેરહોમજીનાએ છાપ્યું છે.

# પ્રસ્તાવના.

सुरमा सालंकारा सुपदन्यासा सुवर्णमय मूर्तिः ।

कविता तथैव कान्ता न लभ्यते पुण्यहीनेन ॥

**અર્થ**—શૃંગારાદિ રસોવાળી, ઉપમાદિ અલંકારોવાળી, સાર ચરણો વડે રચાયલી અને જેની છબી સુવર્ણ—સારા અક્ષરોમય હોય **એવી કવિતા**—કિંવા રસીલી, ઘરેણાંયુક્ત, સુંદર ગતિવાળી, તથા જેની કાન્તિ સુવર્ણ—સોના સ રખી હોય એવી સ્ત્રી—એ બંને વસ્તુઓ ભાગ્યહિન મનુષ્યોને પ્રાપ્ત થતી નથી.

---

ઉત્ત. હિંદવાસીઓની સોબતને લીધે નવ વરસની ઉમરથીજ હિંદી કાવ્યો મોઢે કરવાનો અને ભારી શોખ હતો; અને પ્રસંગ મળતાં સાંભળી નકલ કરી લેતો હતો. એ શોખ વધતાં વધતાં, કંઇક પિંગલનો અભ્યાસ કરી, ભાટચારણો પાસેથી છપ્પ ઇત્યાદિ શીખી લેતો.

સુરતની હાઇ સ્કૂલમાં ઇનામના મેળાવડાઓમાં હેડ માસ્તરો મી૦ વી૦ એન૦ પાઠક, મી૦ મોડક, મી૦ ઉત્તમરામ નરભેરામ, મી૦ એમ૦ એન૦ વહાડયા (હાલના મ્યુનીસીપલ સેક્રેટરી) ઇ૦ ના સમયમાં રેસીટેશનોમાં ભાટના કવિત્તોથી સ્ટેજ ગજાવી મુકતો; સુરતના ડીસ્ટ્રીક્ટ જજ ડૉકટર સર જી૦ બર્ડવુડ (પછી હાઇ કોર્ટના જજ અને કાંસીલર) એવા મેળાવડામાં મારાં કાવ્યો સાંભળી એટલા બધા ખુશી થતા કે મને ખાસ ઇનામ આપી વારંવાર બંગલે બોલાવી કાવ્ય સાંભળતા, અને ઘણીવાર નોકરી આપવાની પણ માગણી કરી હતી.

તા૦ ૨૦ મી ઑગસ્ટ સન ૧૮૮૧ ને દિવસે મુંબઇના નામદાર ગવર્નર સર જેમ્સ ફર ગ્યુસન સાહેબના માનમાં સુરત હાઇ સ્કૂલમાં થએલા ભવ્ય મેળાવડામાં ગવર્નર સાહેબ વિષે રચેલાં ખાસ કાવ્યોથી તેઓ એટલા ખુશી થયા હતા કે મુંબઇથી તાર કરીને તેની નકલ મંગાવી હતી.

પરિક્ષા પૂરી થયા પછી હાસ્યરસના ટુચકા અને કવિત્તો સાંભળવાને મારા વિદ્યાર્થી બંધુઓ ટોળું વળી મારી આસપાસ વીંટળાઇ જતા અને અનેક જાફતોમાં તેવોજ પ્રસંગ આવતો; એ મિત્રો હજુ તે બાલ્યાવસ્થાને યાદ કરી મારી સાથે ઘાટો પ્રેમ રાખે છે. સુરતમાં કવિ નર્મદાશંકર, કવિ નવલરામ, રા૦ બા૦ મુકંદરાય મણીરાય, ઇ૦ એ મારાં કાવ્યો સાંભળવાને કેટલાએક ખાસ મેળાવડાઓ કર્યા હતા.

કેટલાએક ભાટોની સામે કવિત્તા બોલવાની હરીફાઇમાં ઉતરવાનો મને પ્રસંગ મળ્યો હતો, અને સાત રાત સુધી સામસામા બોલતાં છતાં મારા મોઢના લગભગ છ હજાર કાવ્યોનો ભંડાર ખૂટતો નહી. પાદપૂર્ત્તી અને કાવ્ય બનાવી ઇનામો મેળવવાને પણ હું ભાગ્યશાળી થયો હતો, તેમજ કેટલાએક નાટકોમાં મારા બનાવેલાં કાવ્યો વિદ્યમાન છે.

બરોડા કોલેજમાં વિદ્યાર્થી, રજપૂતાનામાં વકીલ, અને મેઓ કોલેજમાં રાજકુંવરોને માસ્ટર તરીકેની મારી આઠ વર્ષની કારકીર્દીમાં નામદાર ગાયકવાડ સરકાર, જોધપુર, સીરોહીના તેમજ ભાવનગર અને ઇડરના મર્હુમ અને હાલના મહારાજ સાહેબો ઇ૦ આગળ ઘણાં રસીક કાવ્યો બનાવી રજુ કર્યાં હતાં. રજપૂતાનામાં ઘણા કવિઓનો સત્સંગ કરી અને હાથના લખેલા જૂના કાવ્યો અને ગ્રંથો વાંચી મારો અભ્યાસ વધારી અનેક કાવ્યો રચ્યાં છે.

દેશભકત દાદાભાઇ માટેના, સર ફીરોઝશાહને માન આપવાના, નેશનલ કૉન્ગ્રેસ, પ્રોવીન્શીઅલ, જૈન અને સોશીઅલ કોન્ફરન્સમાં, મહોમેદનોના, માનપત્ર આપવાના, ધર્મના અને સાહિત્ય પરિષદના મુંબઇમાં મળેલા સેંકડો મેળાવડાઓમાં હાસ્યરસથી ભરપૂર શીઘ્ર કવિતા બનાવી સંભળાવવાના મને અનેક પ્રસંગો આવ્યા હતા, અને પૂનાની કૉન્ગ્રેસમાં તો **"કૉન્ગ્રેસના પોએટ લોરીએટ"**ના ઉત્તેજીત ઉપનામથી સંબોધી પ્રમુખ બાબુ સુરેંદ્રનાથ બૅનરજીએ કૉન્ગ્રેસના કવિત્તો સંભળાવવા મને સ્ટેજપર બોલાવ્યો હતો.

કાવ્યને લીધે આર્યાવર્ત ખ્યાતિને પામ્યું છે, અને ઇટલી અને જર્મની ઇ૰ દેશોની ઉન્નતિ કવિઓ અને ફિલસુફોને આભારી છે, એ વાત જગજાહેર છે.

કવિઓ જન્મથીજ થાય છે પણ બનાવેલા થતા નથી. શૂર ચઢાવનારા ભાટચારણો રજપૂતોને મરણીઆ કરતા તે વખત ગયા; તોપણ ચંદ, સૂર, તુલસી, કેશવ, ભૂખણ, બિહારી ઇ૰ હજારો ભાષા કવિઓ આપણા માટે મોટો વારસો મુકી ગયા છે. વિલાયતમાં રાજ્યકવિઓની કદર એટલી બધી છે કે તેઓને "લોર્ડ"ના ખેતાબ અને જાગીર આપવામાં આવે છે; પણ અફસોસ સાથે જણાવવું પડે છે કે હાલના સમયમાં અત્રે રજવાડાઓમાં મોટે ભાગે કવિઓની કદર ઘટતી જાય છે; અને કેટલાકોને ખુશામદ કરી નિર્વાહ ચલાવવાની ફરજ પડતી જાય છે.

કહ્યું છે કે :— जहां न पहुंचे रवि, वहां पहुंचे कवि.

કવિતાની સાદી વ્યાખ્યા એટલીજ થઇ શકે છે કે–મનુષ્યના મનને રસના ભાવમાં તલ્લીન કરી આનંદ આપનારી ઉચ્ચ કલ્પના તે કવિતા અને તેનો યોજક તે "કવિ." હિંદી ભાષાનાં કાવ્યો દરેક રસમાં બીજી ભાષાઓ કરતાં ઘણી શોભા આપે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે અનુભવથી પ્રાપ્ત થએલી એ શક્તિ વડે મોટે ભાગે મારા મોઢેના કાવ્યોમાંથી તેમજ બીજાં કેટલાંએક ચમત્કારી કાવ્યો, રસીક વાંચકો આગળ રજુ કરવાની મુંબઇ સમાચાર પત્રના ઉત્સાહી અને વિદ્વાન માલીક અને એડીટર મી૰ કેખસરૂ માણેકજીની પ્રેરણાથી દર શનીવારે "કાવ્ય વિનોદ" નો વિષય લખવો મેં શરૂ કર્યો; અને તે જેમ જેમ વધુને વધુ પસંદ આવતો ગયો, તેમ તેમ હું વધુ ચમત્કારીક કાવ્યો લખતો ગયો; તે એટલે સુધી કે કેટલાંએક કાવ્યોના અર્થ માટે ઇનામો છાપવાની પણ જરૂર પડી હતી.

ઘણા રસીક વાંચકોની માગણીથી સમાચારની મૂળ મેટરપરથી "પ્રથમ કુંજમાળા" (પહેલા ભાગ) તરીકે આ પુસ્તક છાપીને પ્રસિદ્ધ કરૂં છું. મુંબઇ સમાચારને તેમજ મને મળેલાં સેંકડો પત્રો અને પુસ્તકના ઑરડરપરથી માલમ પડે છે કે એ વિષય બહુ પસંદ આવ્યો છે, અને ભવિષ્યમાં પણ મુંબઇ સમાચાર તે પત્રમાં આપવો ચાલુ રાખશે.

કાવ્ય વિનોદમાં શૃંગાર લખવાનો મુખ્ય આશય એટલોજ છે કે કેટલાક વાંચકોને કાવ્યનો રસ લગાડી વૈરાગ્યભાવ ઉત્પન્ન કરવો.

હું ઉમેદ રાખું છું કે જેમ વાડીને કુંજ હોય છે, તેમ રસીકજનો 'કાવ્ય વિનોદ' રૂપી બાગમાંની જુદી જુદી કાવ્ય–કુંજોમાં ફરી પોતાને મન ગમતા પુષ્પોનો ભોગ લઇ તેના માળીને કૃતાર્થ કરશે.

છંદ, વ્યાકરણ, જોડણીની અને નજરદોષની જે જે ભૂલો માલમ પડે તે માટે મને ક્ષમા કરશો, અને અર્થ, પાઠાંતર ઇ૰ ના દોષો કૃપા કરી મને જણાવી ઉપકારી કરશો.

બીજા પ્રવેશ (ભાગ)માં વિશેષ ચમત્કારી કાવ્યો આપવાની હું ઉમેદ ધરાવું છું.

---

### અર્પણ પત્રીકા.

તે મહાન કવીશ્વરો કે જેઓની પ્રસાદી જગતમાં દિન દિન નવો પ્રકાશ નાખી શૂન્ય હૃદયને પ્રકાશિત કરે છે, તેમજ તે મહાન નરો કે જેઓ કાવ્યના કદરદાનો છે, તેઓને હું નમ્રતા પૂર્વક આ નાનું પુસ્તક અર્પણ કરૂં છું.

છપ્પય.

કહાં રામ કહાં લછમણ, નામ રહિયા રામાયણ,
કહાં કૃષ્ણ બળદેવ, પ્રગટ ભાગોત પુરાયણ;
વાલમીક શુક વ્યાસ, કવિતાન કરંતા,
કુણ સરૂપ સેવતા, ધ્યાન મન કવણ ધરંતા;
જગ અમર નામ ચાહો જિકે, સુણો સજીવણ અખ્ખરાં,
રાજસી કહે જગરાણુરો, પૂજો પાય કવીશ્વરાં.

કાવ્ય–માળી,

મુંબઇ, નવું વર્ષ, ૧૯૬૪.

અમરચંદ પી૰ પરમાર.

# અક્ષરના ક્રમવાર કાવ્યોની અનુક્રમણિકા.

# વિષયો અને કવિઓના નામવાર-નંબરો.

## ૧. વિષયો-(અક્ષરના ક્રમવાર.)—કાવ્યોના અંકો.

૧. **કવિતા સંબંધી:**—૧, ૨, ૩, ૪, ૫, ૬, ૯, ૧૦, ૧૨, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૮, ૨૨, ૩૮, ૫૧, ૫૨, ૬૦, ૬૨, ૮૨, ૮૩, ૮૪, ૮૫, ૨૭૯.

૨. **કૃષ્ણલીલા સંબંધી** :-૧૦૦, ૧૦૧, ૧૨૭, ૧૨૯, ૧૩૦, ૨૫૯, ૨૭૧, ૨૭૨.

૩. **ગૂઢ-કૂટ કાવ્યો:**—૧૯, ૨૦, ૩૧, ૪૪, ૪૯, ૫૭, ૬૩, ૭૧, ૭૨, ૯૬, ૧૧૭, ૧૨૫, ૧૨૭, ૧૫૮, ૨૩૯.

૪. **ચમત્કારી ( અતી ) તથા અનેકાર્થી:**—૨૧, ૨૫, ૩૦, ૪૫, ૪૭, ૫૦, ૬૩, ૬૬, ૬૭, ૭૬, ૮૫. ૯૨, ૯૩, ૯૪, ૯૫, ૯૭, ૧૦૧, ૧૧૯, ૧૨૩, ૧૩૬, ૧૮૭, ૧૮૮, ૨૦૧, ૨૦૨, ૨૦૩, ૨૭૧, ૨૭૨.

૫. **પાદપૂર્તીનાં કાવ્યો:**—૪૭, ૧૦૭, ૧૦૯, ૧૨૧.

૬. **પ્રસ્તાવિક:**—૨૩, ૨૪, ૩૩, ૩૪, ૪૨, ૭૮, ૭૯, ૮૦, ૮૧, ૯૧, ૧૦૬, ૧૨૦, ૧૪૪, ૧૪૫, ૧૪૬, ૧૪૯, ૧૫૫, ૧૫૬, ૧૭૮, ૧૮૯, ૨૦૪ ૨૦૫, ૨૦૬, ૨૦૭, ૨૫૧, ૨૫૩, ૨૫૪, ૨૫૫, ૨૭૩, ૨૭૭ થી ૨૮૦.

૭. **પ્રેમ સંબંધી:**-૩૨, ૩૫, ૩૬, ૪૩, ૫૪, ૫૫, ૫૬, ૭૪, ૧૨૪, ૧૮૭, ૧૮૮, ૨૫૦.

૮. **રાગની ઉત્પત્તિ સંબંધી:**—૧૭૯ થી ૧૮૬.

૯. **રાજનીતિ સબંધી:**—૭૩, ૭૬, ૯૭, ૧૩૫, ૧૪૩, ૧૪૮, ૧૭૩, ૧૯૬, ૨૧૩, ૨૧૪, ૨૧૮, ૨૧૯, ૨૨૦, ૨૨૧.

૧૦. **રાસો (પૃથિરાજ-વીર) સંબંધી:**—૨૦૮, ૨૦૯, ૨૧૦, ૨૧૧, ૨૧૨, ૨૧૫, ૨૧૬, ૨૧૭, ૨૭૪, ૨૭૫, ૨૭૬.

૧૧. **વીરરસમય:**—૪૮, ૬૩, ૬૪, ૯૯, ૧૧૦, ૧૧૧, ૧૧૨, ૧૧૩, ૧૧૪, ૧૧૫, ૧૧૬, ૧૨૮, ૧૩૧, ૧૩૨, ૧૩૩, ૧૩૭, ૧૩૮, ૧૩૯, ૧૪૦, ૧૪૧, ૧૪૨, ૧૫૨, ૧૫૩, ૧૫૪, ૧૬૪, ૧૬૫, ૧૬૬, ૧૭૪, ૧૭૫, ૧૭૬, ૧૯૨, ૧૯૩, ૧૯૪, ૧૯૫, ૧૯૭, ૧૯૮, ૧૯૯, ૨૦૦, ૨૪૦, ૨૪૮, ૨૬૬.

१२. **वैराग्य संबंधी:**–७, ८, २९, ८७, ९०, १३४, १५०, १५१, १७७, १९१, २२२ थी २३७, २६७, २६८, २६९, २७०.
१३. **शृंगारमय:**–१४, ३९, ४०, ४१, ४५, ४६, ७०, ७५, १०५, १३६, २४१ थी २५२, २५६ थी २५८, २६०, २६१, २६२, २६३, २६४, २६५, २७१, २७२.
१४. **समस्या (सादा तथा द्वीअर्थी) संबंधी:**–२६, २७, ५३, ५८, ५९, ६०, ६५, ६८, ६९, ७१, ७७, ८६, ९४, ९९, १०२, १०४, ११८, १२६, १५७, १५९ थी १६३, १६७, थी १७२, १९०, १९१, २३८, २३९, २६० थी २६५.
१५. **हास्यने लगतां:**–२८, २९, ३९, ५८, ५९, ६०, ८८, १२२, १४७, २७३.

---

## २. कविओ—(अक्षरना क्रमवार.)—काव्यना अंको.

१. **अकबरनुं मंडळ** (अबुलफझल, अबोलफझल, कोकलताश, खानानखान, पं० जगन्नाथ, बीरबल, टोडरमल, फैझी, इ०) २१४, २१५, २१७ थी २२०.
२. **अमर काव्य** (अमरचंद पी. परमार):–शरुनुं, ३८, ४७, ७०, १०५, १५१, १८७, २२२ थी २३७, २४१ थी २५२, २६६.
३. **श्रीमद् आनंदघनजी:**–८७.
४. **कर्णा**[illegible]**:**–७, ८, ८९ थी ९१, १५०, १५१, १९८, १९९, २००, २६८, २७०.
५. **केशव**[illegible]**:**–७६.
६. **गद**[illegible] १२०.
७. **गि**[illegible]**:**–१५५, १५६, १८९.
८. **गं**[illegible] **वि:**–३०, ३७, ६८, ६९, १२१, २५९.
९. **चा**[illegible] **वि:**–८२, ८३, ८४.
१०. **चं**[illegible] **:**–२०८ थी २१२. [illegible] थी २७६.
११. **जह**[illegible] **(राजनीतिज्ञ):**–१३५, १४३, १७३.
१२. **त्रीक**[illegible] १६, ७८.
१३. **दया**[illegible] २.
१४. **दल**[illegible]**:**–११८, ११९, १६७, १६८, १६९, १७०, १७१, १७२.
१५. **दुर**[illegible] **आढा–चारण–मारवाडी कवि):**–११० १११, ११२, ११३, ११४, ११५, [illegible] १३१, १३२, १३३, १३४, १६५, १७४, १७५, १७६, १९२ थी १९४.
१६. **दुर्गा**[illegible] १९६.
१७. **देवी**[illegible] **राजनीतिज्ञ):**–६३, ६७.
१८. **नरह**[illegible]–१७७, २६७.
१९. **पि**[illegible] १३६.
२०. **प्रता**[illegible] **पृथ्विसिंह:**–१३७ थी १४०.
२१. **प्रवी**[illegible] **रवीणसागर):**–३५, ३६, ४८, ५४, ७४, १००, १२४, २५७, [illegible] ८१.
२२. **भि**[illegible] **(जेपुरना):**–५०, ६७.
२३. **बी**[illegible] ०१, २०२.
२४. **बुल**[illegible] ०७.
२५. **भा**[illegible]**:**–१७, १८, २८.
२६. **भु**[illegible]**:**–६०, ६३, ६४, १२८, १६६, २४०.
२७. **राम**[illegible] ७९ थी १८६.
२८. **ललु**[illegible] ६.
२९. **वृंद**[illegible] ७८ थी ८१, १०६, १४९, १७८, २५३ थी २५५.
३०. **वेता**[illegible] ८.
३१. **सुं**[illegible] **(भक्त कवि):**–१९५.
३२. **हरि**[illegible] ४५.

# કાવ્ય વિનોદ.

कविः करोति काव्यानि लालयत्युत्तमो जनः ।
तरुः प्रसूते पुष्पाणि मरुद्वहति सौरभम् ॥

કાવ્યવિનોદ કુંજમેં, કેલી કરે રસેશ,
પુષ્પતરૂ લતા ગંધતે, મસ્ત અલી અમરેશ;

जहां न पहुंचे रवि, तहां पहुंचे कवि.

## ૧. કુંજ.

કાવ્ય એટલે કવિતા. વેદો, બોદ્ધો અને જૈનોનાં સૂત્રો, કોરાન, અંજીલ અને અવસ્તા વગેરે ધર્મ ગ્રંથોનો વધ તો ઓછો ભાગ કાવ્યમાં લખાયલો છે. એ ગ્રંથોને દરેક ધર્મવાળા ઇશ્વરી લેખે છે, અને તેથીજ સંસ્કૃત ભાષામાં તો ઇશ્વરને કવિ કહેવામાં આવે છે, અને એવું કહેવાય છે કે, જ્યાં સૂર્યનો પણ પ્રકાશ પહોંચી શકતો નથી ત્યાં કવિની કલ્પના જઇ શકે છે.

"કાવ્ય" એ પણ બીજાં દ્રવ્યોની પેઠે દરેક દેશની પ્રજાએ અમુલ્ય ધન માનેલું છે; તેનો સંચય દરેક સ્થળે છે. તે કાવ્યના ઝરણમાં રસીક જનો ઝીલે છે, એટલે કાવ્યના અનેક ભાગોના વિલાસી છે. કાવ્ય અને ગાયન એ હરણ, સર્પ વગેરે પશુને પણ સ્તબ્ધ કરે છે, તો મનુષ્યના શું આશરા?

કાવ્ય વિનોદરૂપી સરોવરમાં નાના પ્રકારનાં રત્ન. કમળ, કુમુદની, મોતી આદિ પેદા થાય છે. ભેદી એના ગ્રાહક છે, અને તેઓ દુઃખ વેઠીને પણ તે રત્નો વિગેરે મેળવે છે.

કાવ્ય વિનોદ એ એક ગુલજાર બાગ છે, તેમાં નાના પ્રકારનાં વૃક્ષો તે ઉપરની કળી, ફુલ, મોર અને ફળથી ઝુકી રહેલાં છે. રસીક જન તે પુષ્પો અને ફળની મઝા ચાખવાને લાયક છે, બાકી અભાગ્ય તો ગુલાબ આદી વૃક્ષના કાંટામાંજ લપેટાઇ રહે છે.

સૃષ્ટિમાં રત્ન અનેક છે, પણ કોહીનુર તો એકજ હોય. સર્પ અગણિત છતાં તેમાં મણીધર તો કોઇકજ. મૃગના ઝુંડોમાં કસ્તુરીઆ મૃગ તો વીરલોજ. મદઝર હસ્તી કદળી વનને વિષેજ. સર્વ છીપોમાં મોતી હોતાં નથી. સ્ત્રી વર્ગમાં પદ્મણી તો કોઇકજ, અનેક ચંદન વૃક્ષમાં બાવના ચંદન કવચિતજ. તેમ અનેક કવિઓમાં અદભુત તો જવલેજ; તેમાં પણ તેનાં બનાવેલાં અનેક કાવ્યોમાં ચમત્કારી તો થોડાજ.

કવિતાનું એક ચરણ પણ કોઇ વખતે સ્વાદિષ્ટ વસ્તુઓના રસથી લક્ષ પ્રકારે વધારે રસ, મઝા, પ્રીતિ, વિચાર, સદગુણ વગેરે આપે છે.

### દુહો.

આહા જેની આગે ક્ષીર,
મધુ અને દ્રાક્ષ ફળની;
લગારે લેખામાં નથી,
મધુરતા કાંઇ ફળની.—૧.

ઘણી વખત એવું બને છે કે, જેઓ પર્વતના શીખરપર ચઢયા નહી હોય તેઓ એક ઢગ જોઇને આશ્ચર્ય પામે છે. ચઢવાનો પરિશ્રમ તેજ જાણે જે ચઢયો હોય. પ્રસવનું કષ્ટ વંઝયાને સ્વપ્ને પણ ન હોય, તેમ રસીક કાવ્ય પણ અરસીક જનને શુન્ય લાગે છે. કાવ્યના અનેક ભાવોના જેઓ વિલાસી છે, અથવા તેવા થવા પ્રયત્ન કરે છે, જેઓને વ્યંગ, ધ્વનિરસ, અલંકાર સાથે સા

હિત્યની સારી સમજ છે, અથવા જેઓને કા વ્ય વિષે પ્રીતિ છે તેઓ માટેજ આ પ્રયાસ છે. એક કવિએ મરતી વખતે માગી લીધું કે, મારી કવિતા ભોઠના સમીપ ન જશો !

દયાળ કવિ પણ કહે છે કે:-

સોરઠો.

તીલભર તેતી વાર,
વેધાસું વાતાં નહી;
તીણ દુબળ દયાળ,
માતાં કણુ વિધ મેહ ઉત.—૨.

અર્થ—કોઇએ દયાળ કવિને પુછ્યું કે, ભાઇ હમેશાં દુબળા કેમ રહો છો અને માતતા કેમ નથી ? તે ઉપરથી તેણે ઉત્તર આપ્યો કે, જેનું હૃદય વીંધાયલું છે, એટલે જે જાણકાર-ખુબીનો પીછાણનાર છે, તેવાની સાથે થોડો વખત પણ વાત-વિનો દનો પ્રસંગ મળતો નથી, તેથીજ હું દુબળ છું અને કેવી રીતે માતું ?

એક કવિએ કહયું છે કે :-

કામની લોચન કવિ બચન,
મન ભેદન દો હોર;
ભેદુકે મન ભેદવો,
એ કામની કવિ કછુ ઓર.—૩.

અર્થ—સ્ત્રીના કટાક્ષ અને કવિની વાણી એ બે વસ્તુ સૃષ્ટીમાં મનને ભેદવા-વીંધવા વાળી છે, પણ જેનું મન વીંધાયલું છે, જેણે કઇ કટાક્ષોનો માર અને કાવ્યોના રસ ચાખ્યા છે, તેવા રીઢા ઘડારૂપી રસીકને વીંધનારૂં ક ટાક્ષ અને કાવ્યને ફેંકનાર કોઇ જુદીજ સ્ત્રી અને જુદોજ કવિ હોય !

આ કાવ્યવિનોદ નામના લેખમાં એ વાં ચુંટેલાં, છાંટી કાઢેલાં કાવ્ય રજુ કરવાનો આશય છે, કે જે અનેક કવિઓના સત્સંગથી અનેક ભાટચારણાદિના સહવાસથી અને અનેક ગ્રંથોના અવલોકનથી દુધમાંથી માખણ પ્રાપ્ત થાય, પુષ્પમાંથી અત્તર ખેંચાય, તેમ માત્ર ગ ણ્યાંગાંઠયાંજ કાવ્ય જે દિલને ભેદનારાં હોય એ વાં લખ્યાં છે. એમાં કાવ્યનો મોટો ભાગ હિંદી ભાષાનોજ આવશે, કારણકે સંસ્કૃત શિવાય એ ભાષામાં મહાન કવિઓ થઇ ગયા છે એટલુંજ નહીં પણ એ ભાષા, કાવ્યના સર્વ રસને લાયક, મધુર, મોહનીય અને સર્વ માન્ય છે. અગરજો એ ભાષા મૂળ સંસ્કૃતમાંથી નીકળેલી છે, પણ હાલમાં વપરાતી ભાષા એ હોવાથી એક કવિ કહે છે કે :-

દોહા.

ભાખા સાખા હે સહી,
સંસ્કૃત સોહી મૂલ;
મૂલ રહત હે ધુળમેં,
સાખામેં ફળ ફુલ.—૪.

અર્થ—સંસ્કૃત ભાષા એ એક ઝાડના મૂળ સમાન છે, અને હિંદી ભાષા તે ઝાડની ડાળીઓ સમાન છે. પણ મૂળ તો ધુળમાં એટલે જમીનમાં દટાયલું રહે છે, ત્યારે ડા ળીઓમાં ફળ અને ફુલ લાગે છે. અર્થાત તુરતની મઝા તો રસીકો તે હિંદી ભાષાના જ્ઞા ન વડે ફુલફળમાંથી ઉડાવે છે.

વળી કહ્યું છે કે:-

ઇધર કિધરકી સોલ આની,
ઇકડુન તીકડુનકી બાર;
અઠે કઠેકી આઠ આની,
શું શાંકે પૈસે ચાર.—૫.

ભાષાઓના જુસ્સાના સંબંધમાં કહ્યું છે કે સોળ આની હિંદી, બાર આની મરા ઠી, આઠ આની મારવાડી અને એક આની ગુજરાતીની કીંમત છે.

વળી એક ગુજરાતી કવિ લલુભાઇ પ ણ કહે છે કે:-

દોહા.

બ્રજ ભાષા ભાવત સકલ,
સુર બાની સમ તુલ;
તાહી બખાનત સકલ કવિ,
જાનિ મહારસ મૂળ.—૬.

અર્થ—બ્રજ-હિંદી ભાષા બધાને પસંદ આવે છે, કારણકે તે દેવતોની વાણી બરાબ ર છે; કવિઓ તેના વખાણ કરે છે, કારણ કે તે મહારસનું મૂળ છે.

હિંદ-ઉત્તર હિંદુસ્તાનમાં ત્રણ ચીજ વાણી, પાણી, અને ગાયન વખણાય છે. અ ને એ ભાષા આખા હિંદુસ્તાનમાં થોડી ઘ ણી બધા સમજી શકે છે; અને તેથી હિંદની સામાન્ય ભાષા થવાને એજ લાયક છે.

## ૨. ફુંજ.

સંસ્કૃત સાહિત્યમાં અનેક કવિઓ થઇ ગયા. વાલ્મીકિ, કાળીદાસ, ભવભુતિ, ભારવી, પતંજળી, હેમચંદ્રાચાર્ય, માઘ, બાણ, ધનંજય, વગેરે કવિઓના અખુટ ખજાના આજે પણ આપણે જોઈયે છીયે. પણ તે ખજાનામાંના રત્નની પરીક્ષા કરવાનું ચિત્ત બહુધા નષ્ટ થયું છે. કોઈક વીરલા સંસ્કૃત સાહિત્યના અભ્યાસીઓનેજ તે સુગમ છે, માટે એ ખજાનો વૃક્ષના મૂળની માફક ધુળમાં દટાયલો છે. પણ તે મૂળ જમીનમાંથી રસ ખેંચી વૃક્ષ, ફળફુલને પ્રફુલીત કરે છે, તેમજ હિંદી વગેરે ભાષાઓનાં ફળફુલને એ સંસ્કૃતજ રંગ, સુગંધી, ચિત્રામણ, મધુરતા, મીઠાશ વિગેરે પુરૂં પાડે છે.

કબીરજી પણ કહી ગયા છે કે :–

સાખી.

એકહી સાધે સબ સધે,
સબ સાધે સબ જાય;
જો તું સીંચે મૂલકો,
ફુલે ફલે અઘાય.–૭.
સબહી આવે ઇન મૂલમેં,
પાન ડાળ ફલ ફુલ;
કબીરા પીછે કયા રહા,
ગ્રહી પકડયા જીન મુળ.–૮.

અર્થ–મુળને સાધવાથી એટલે પાણી સિંચવાથી ફળફુલ સર્વને પોષણ મળે છે; બધાને સિંચવા જાય તો તમામ બગડી જાય. એમ મૂળમાં ડાળાં, પાંદડાં, ફળ અને ફુલ આવી જાય છે; તો જ્યાં મૂળને પકડયું તો બાકી શું રહ્યું વગેરે.

ભાષા (હિંદી) સાહિત્યમાં પણ પદ્માકર, ગ્વાલ, ગંગ, બીરબલ, ભૂખન, સુરદાસ, તુલસીદાસ, કેશવદાસ, ચંદ, બિહારી, ચમન, કબીર, સુંદરદાસ, ત્રીકમ, દુર્ગાદાસ, રસીક, હરીશ્ચંદ્ર, દેવીદાસ, જસુરામ, આન, ગિરધર, અંબાદાન, વૃંદ, પીંગલ, પ્રવીણ, વેતાલ, મુબારક, દીનદયાળ, રામલાલ, જગન્નાથ, દેવકવિ, બોધકવિ, રસરૂપ, સરદાર, શેષકવિ, બલભદ્ર, પરમાનંદ, લચ્છીરામ, મતીરામ, શુકદેવ, રઘુરાજ, રસખાન, મંદાધ, નંદદાસ, ભીખારીદાસ, હરિપાલ, રસીક બિહારી, બનવારીલાલ, રામસહાય, રૂપનારાયણ, વગેરે અગ્રસ્થિત કવિઓ થયા છે. તેઓએ વીર, શૃંગાર, હાસ્ય, કરૂણા, અદ્દભુત, વૈરાગ્ય, ભયાનક આદિ નવ રસથી અલંકૃત મોહકારક કાવ્યો રચ્યાં છે. તે કાવ્યોમાંના કોઈક ખાસ ચમત્કારીક કાવ્યનો ચમત્તકાર અનુભવવા યોગ્ય છે.

કવિઓ પોતપોતાની કવિતાના પ્રમાણમાં ચાર પ્રકારના ગણાય છે, ભ્રાતૃ કવિ, મિત્ર કવિ, પુત્ર કવિ, અને અદ્દભુત કવિ. જે કવિ બીજા કવિના વિચાર વાંચી નવીન કાવ્ય રચે તે ભ્રાત કવિ, જે કવિ બીજા કવિ સાથે બેસી બન્ને મળી કાવ્ય રચે તે મિત્ર કવિ, જે કવિ જુના કવિનું નામ અથવા છાપ બદલી નાંખી તેની જગ્યામાં પોતાનું નામ ગોઠવી દે છે, તે પુત્ર કવિ અને જેના વિચાર તરંગોની માફક દેખાવે છે, અને સિંહની માફક ગાઢિસ વનમાં ભટકે છે તે અદ્દભુત કવિ. કવિનું વાંચન, પિંગળનો અભ્યાસ અને કુદરતી બક્ષિસ હોય તેજ કવિ અદ્દભુત કવિ થાય છે.

રત્ન નબળું છતાં ઉમદા કારીગર તેનો ઘરેણામાં ઘાટ ઘડી શોભાવી આપે છે. ઉમદા રત્ન ઘાટને અભાવે અપ્રીય જણાય છે. તે મુજબ રસાત્મક કાવ્ય શબ્દો અલંકાર આદિથી શોભી નીકળે છે.

કહ્યું છે કે :–

દોહા.

કામધેનું સો કાવ્ય હે,
શબ્દારથ સો દુધ;
સુખ માખન ભોગત સુધી,
બચન સુધાનિધી શુદ્ધ.–૯.

અર્થ–કાવ્ય છે એ કામધેનુ ગાય છે, એટલે મનની કામના પુર્ણ કરનારી ગાય છે, શબ્દાર્થ, તે એ ગાયનું દુધ છે. વચન–વાણીરૂપી અમૃત એટલે ખરૂં માખણરૂપી સુખ દુધને મથન કરવાથી મળે છે, અને તેનો બુદ્ધિવાન પુરૂષો ભોગ કરે છે.

એજ આશયથી પિંગલ નહી જાણનારા પણ ઘણીવાર એવો રસીક કવિતા જોડી કાઢે છે કે તે આનંદનું મૂળ થઇ પડે છે. પિંગલ એટલે પિં=પીંડ; ગ=ગુરૂ; અને લ=લઘુ; ગુરૂ લઘુ અક્ષરોનું પિંડ તે પિંગલ. પિંગલ નહી જાણનારા જે કાવ્યો રચે છે તેને

તેઓ ડીંગલ કરીને કહે છે. કૌતુક માટે એવાં કેટલાંક કાવ્ય પણ રજુ કરવામાં આવશે. પણ એવા ડીંગલ કવિઓ જો પિંગલ જાણતા હોય તો અદભુત ચમત્કાર પેદા કરી શકે.

હિંદી ભાષાના કવિઓની ગણના કરવામાં એક કવિ કહે છે :-

દોહા.

સુર સુર તુળશી શશી,
ઉડગન કેશવ દાસ;
અબકે કવિ ખદ્યુત સમ,
જયું ત્યું કરત પ્રકાશ.-૧૦.

અર્થ-સુરદાસજી કવિનાં કાવ્ય એવાં તેજ છે કે તેઓને સૂર્યની ઉપમા અપાય. તુળસીદાસજી કવિના કાવ્ય ચંદ્ર સમાન શીતળ, અને કેશવદાસનાં કાવ્ય તારા સમાન પ્રકાશ આપનારાં છે. ત્યારે આજકાલના કવિઓને તો ચોમાસામાં ઉડનારા આગીઆની ઉપમા અપાય કે જે જરા ચમકે અને પાછા ઢંકાઇ જાય.

સૂર્યના પ્રકાશ કરતાં ચંદ્રનો પ્રકાશ ઓછો, તે કરતાં તારાનો બહુ કમી અને આગીઆનો પ્રકાશ તે કંઇ પ્રકાશ માંજ નહી.

એમ પણ કહ્યું છે કે :-

દોહા.

ચંદ છંદ, પદ સુરકે,
દુહો બીહારીદાસ;
ચોપઇ તુલસીદાસકી,
કેશવ કવિત્ત વિલાસ.-૧૧.

અર્થ-ચંદ બારોટ (પૃથ્વીરાજના રાજ્ય કવિ-સવા લાખ છંદમય પૃથ્વીરાજ રાસો ઉર્ફે ચંદ બરદાઇના કર્ત્તા)ના છંદ અતી ઉત્તમ છે, તો સૂરદાસજી (અંધ કવિ) ના પદ અદ્વિતીય ગણાય છે, દોહરા તો જેપુરના રાજ્ય કવિ બિહારીદાસ ( બિહારી સતસઇના કર્ત્તા ) નો પોતાનોજ કહેવાય, ત્યારે મહાત્મા તુળસીદાસજીની એક ચોપાઇ પણ ચમત્કારિક છે. કવિત્ત તો કેશવદાસ ( રસીકપ્રીયા, રામચંદ્રીકા વગેરેના કર્ત્તા )નાજ કહેવાય.

## ૩. કુંજ.

---

કવિનાં લક્ષણ વિષે કહેવામાં આવે છે કે :-

દોહા.

ચરણ ધરત ચિંતા કરત,
ચાહત શોર ન ભોર;
સુવર્ણકો ઢુંઢત ફીરત,
કવિ, કામી, ઔર ચોર.-૧૨.

અર્થ-કામી એટલે વ્યભિચારી પુરૂષ એક એક કદમ મુકતાં ફીકર કરતો રહે છે કે રખેને મને કોઇ જોઇ લેશે. ગડબડને તેવો પુરૂષ પસંદ કરતો નથી, એટલે એકાંત સ્થળ શોધે છે. ભોર એટલે દહાડાનો વખત પણ તે પસંદ કરતો નથી, મતલબ કે રાતની વખતેજ તે ફરે છે. વળી તે પુરૂષ સુવર્ણ એટલે સારા વર્ણ-રંગવાળી એટલે ખુબસુરત સ્રીને શોધતો ફરે છે.

તે પ્રમાણે ચોર પણ ડગલે ડગલે ડરતો ચાલે છે. ગડબડ તેને પસંદ નથી, કારણકે તેથી તે પકડાઇ જાય; અને ચોરીનું કામ રાતનાજ સારી પેઠે થાય છે. વળી તે સુવર્ણ એટલે સોનાને શોધતો ફરે છે.

કવિ પણ કવિતાનાં ચરણો ગોઠવતાં વિચાર કરે છે. કવિને એકાંત અને રાત્રીનો સમય બહુ પસંદ હોય છે, જેથી તે પોતાની કાવ્ય કલ્પના શાંત રીતે સ્ફુરી શકે. સુવર્ણ એટલે સારા વર્ણ-અક્ષરને કવિ હમેશાં શોધતો ફરે છે, કારણકે સારા વર્ણથી તે પોતાની કવિતાને ચમકદાર બનાવી શકે.

કવિતાના રસમાં રસીક જન ગોતાં ખાય છે, અને દરેક દેશમાં દરેક કવિ મસ્ત થઇને કાવ્યરસમાં લીન થતા હતા. તેઓ ખાવાપીવાનું પણ ભાન ભૂલી જતા હતા; તે કવિતા બનાવવામાં જેઓ અધુરા રહેતા અને પૂરા લીન નહી થતા તેઓ અધકચરા રહી જતા. અને જેઓ તેની ખુબી પીછાનતા તેઓજ માત્ર પાર ઉતરતા.

કહ્યું છે કે :—

દોહા.

તંત્રી નાદ, કવિત રસ,
સરસ રાગ, રતી રંગ,
અણ બુડે, બુડે, તરે,
જો બુડે, સબ અંગ.—૧૩.

અર્થ—તંત્રીનાદ એટલે સીતાર સારંગી આદિ વાજીંત્ર, કવિતાનો રસ, સરસ રાગ રાગણીનું ગાયન, અને રતીરંગ. એ વસ્તુ ઓમાં જે બુડયા (ઝીપલાવ્યા) નથી તેઓને ડુબેલાજ સમજવા, પણ જેઓ સબ અંગ એટલે આખે અંગથી તે રસમાં બુડયા છે, તેઓજ માત્ર તર્યા છે, એમાં સંદેહ નહી.

વળી કવીત્વ રસ માટે એક કવિએ કહ્યું છે કે:—

દોહા.

અધ્ધર મધુરતા, કઠિનતા કુચ,
તીરછનતા [illegible] તીર,
રસ કવીત્વ પરીપકત્વતા,
જાને રસીક ન ગંવાર.—૧૪.

અર્થ—ઓઠની મધુરતા, કુચની કઠોરતા (સખતપણું) આંખના કટાક્ષ, કવીત્વ રસની પરીપકવતા એટલે કે સર્વ બાબતોનું પૂર્ણતા એ પહોંચવું ઠા માત્ર તેના રસીક એટલે શોખીનજ જાણી શકે. ન ગંવાર એટલે બાજા તે જાણી શકે નહી.

કવિતા બનાવવામાં પિંગળનો અભ્યાસી બીજા કેટલાએક ગુણોને લઇને ઇનસાફ આપી શકે છે. વ્યાકરણ વગર શુધ્ધ ભાષા લખી અથવા બોલી શકાતી નથી તે પ્રમાણે પિંગળ વગર સારૂં કાવ્ય બની શકતું નથી. દરેક ભાષામાં પિંગળ શાસ્ત્ર હોય છે, અને કવિતા બનાવવાની ઇચ્છા રાખનાર તેનો પ્રથમ અભ્યાસ કરે છે.

કહ્યું છે કે:—

દોહા.

પિંગલ બિન છંદહ રચે,
અરૂ ગીતા બિન જ્ઞાન;
રસીક પ્રીયા બિન ચાતુરી,
સો નર પશુ સમાન.—૧૫.

અર્થ—જેઓ પિંગળ વગર કવિતા રચે છે, ગીતા વગર જે જ્ઞાન મેળવવા ઇચ્છા ધરાવે છે, અને કવિ કેશવદાસની બનાવેલી " રસીક પ્રીયા " વાંચ્યા વગર ચતુરાઇ મેળવવા ચાહે છે, તે પુરૂષો પશુ જેવા છે.

એ પિંગળમાં કવિને બીજા કવિઓનું વાંચન ઘણી મદદ કરે છે. પણ પોતાની કુદરતી શક્તિજ કવિને ઉંચા વર્ગમાં મુકે છે. એક કવિને એક કાવ્ય બનાવતાં લાંબો સમય જાય છે, ત્યારે કુદરતી બક્ષિસવાળો મોઢેથીજ અતી રસીક કાવ્ય બનાવીને કહી સંભળાવે છે. એક પુરૂષને એક સામાન્ય હીસાબ કરતાં આખો કાગળ ચીતરવો પડે છે, અને તેમાં તે લાંબો વખત પણ લે છે, ત્યારે બીજો પુરૂષ ક્ષણમાં આંગળીપર યા મોઢેથી તે હીસાબ ગણી તુરત જવાબ આપી દે છે, તેજ મુજબ કવિની શક્તિ માટે પણ સમજવું.

કેટલાએક અષ્ટાવધાનીઓ, શતાવધાનીઓ અને સહસ્રાવધાનીઓ અમુક વિષયપર અમુક છંદમાં અમુક અક્ષરથીજ શરૂ કરી તુરત કાવ્ય બનાવી આપે છે, અગર જો તેનું ચિત્ત આઠ, એકસો અથવા એક હજાર બીજાં કાર્ય કરવામાં રોકાએલું હોય છે.

હિંદી ભાષામાં ઘણાં કાવ્યો મનહર છંદ એટલે કવિત્તમાં કે સવૈયા, દોહા વગેરેમાં બનાવેલાં જોવામાં આવે છે, કવિત બોલનાર અને સાંભળનારને પ્રીય લાગે છે, અને તે બનાવવામાં પિંગળની ઝાઝી ખટપટ પડતી નથી.

કવિઓએ પોતાનાં અદ્દભુત કાવ્યોથી આખી સૃષ્ટિપર મોટા ઉપકાર કર્યા છે. આનંદની લહેરીઓમાંજ ગોતાં ખવડાવવા ઉપરાંત મહાન ઇતિહાસો અને નીતિનાં ચિત્રણો કવિઓએ પૂરાં પાડી આપણાં સાહિત્યમાં વધારો કરી ઉપકાર કર્યો છે. એ રીતે જોતાં વગર સ્વાર્થે કાવ્ય બનાવનારા કવિનું દેણું જન સમુદાયપર ઓછું નથી.

કવિના વિચાર પ્રમાણે તેના દરજજા ગણવામાં આવે છે, જેમકે બાળ કવિ, યુવાન કવિ, અને વૃધ્ધ કવિ. જુવાન ઉમરનો કવિ હોય અને કાવ્ય એવાં લખે કે જે બાળ કવિ જેવાં અથવા વૃધ્ધ કવિ જેવાં હોય.

સામાન્ય હાસ્યરસનાં કાવ્ય, માત્ર પ્રાસ મેળવી બનાવેલાં કાવ્ય, એ બાળ કવિનાં કાવ્ય કહેવાય. શૃંગાર અને વીરરસનાં કાવ્યના કર્તા કવિઓ યુવાન કવિની પંક્તિમાં મુકાય, ત્યારે શાંત એટલે વૈરાગ્ય આદિ રસમાં બનાવેલાં કાવ્યો એટલે પ્રભુના ભજન—પદ, આત્માનું સ્વરૂપ વગેરે દર્શાવનારાં કાવ્યો વૃદ્ધ કવિનાં બનાવેલાં કહેવાય. એક જ કવિ એકજ ઉમરે ત્રણે જાતનાં કાવ્ય લખે છે, ત્યારે ઉમર બદલાતાં કાવ્યના વિષય અને શૈલી બદલના ઘણા કવિઓ નજરે આવે છે. શ્રી ભર્તૃહરિ કવિએ શૃંગારશતક ગ્રંથ બનાવી તે પછી વૈરાગ્ય દશા પ્રાપ્ત થતાં તે શૃંગારનાં કાવ્યોજ બહુધા શાંતરસમાં બદલી નાખ્યાં. કવિ જે પોતાના અનુભવની વાતો લખે છે, તે કલ્પનાશક્તિ કરતાં પણ વધી જાય છે. આગલી વાતો કુદરતી છે, ત્યારે પાછળની કૃત્રીમ છે.

---

### ૪. કુંજ.

---

કાવ્ય એ કેવી વસ્તુ છે, તે નીચે કહ્યું છે કેઃ—

દોહા.

કાવ્ય સુધારસ, છંદ કુંભ,
અ લં કા ર ચી ત્રા મ;
નીકસત કવિનિધી કંઠતેં,
ચખો અમર અઠ જામ.—૧૬

અર્થ—અમરચંદ કહે છે કે, કવિતા એ અમૃત છે, અને પિંગળ તે અમૃતનો ઘડો છે. તેમાં જે અલંકારો હોય છે, તે ઘડા પર ચિતરેલાં ચિત્રામણ છે. અમૃત જેમ સમુદ્રમથન કરતાં અમર એટલે દેવતાઓને હાથ આવ્યું હતું, તેમ કાવ્યામૃત કવિના હૃદયરૂપી સમુદ્રમાંથી કંઠવડે નીકળ્યું છે; આઠ પહોર અમર તે રસની મઝા લે છે.

કેટલાએક કવિઓની કવિતામાં ગુઢાર્થ રહેલા હોય છે, તેમ કેટલાએક કવિઓની કવિતા દીઅર્થી હોય છે, કેટલાએકની અતી કઠણ હોય છે, તો કેટલાકની કવિતામાં માત્ર પ્રાસ મેળવવાનીજ કોશિશ કરેલી જોવામાં આવે છે.

પિંગળથી બનાવેલાં કાવ્ય, ડીંગલથી બનાવેલાં કાવ્ય અને ચમત્કારિક કવિતાના મિશ્ર ઉદાહરણો આપી આ કાવ્યવિનોદ બાગમાંના જાતજાતનાં સુગંધી પુષ્પો જુદી જુદી કુંજોમાં ફેરવી સુંઘાડવા,—રજુ કરવા ધારીએ છીએ.

### ડીંગલ.

એક ભાટનો અને એક ચારણનો છોકરો બંને સાથે રાજકચેરીમાં ગયા. ભાટ વિષે એવું કહેવામાં આવે છે કે તેઓ પિંગળ મોટે ભાગે શીખતા નથી અને ડીંગલ ફેંકી મારે છે, પણ તે ડીંગલની અસર સચોટ થાય છે ત્યારે ચારણો વિષે એવું કહેવાય છે કે કવિતાના ચરણો બરોબર ગોઠવી જાણે છે તેથીજ તેઓને ચારણ કહે છે. અર્થાત તેઓ પિંગલ સારૂં શીખે છે. બહુધા એમ જોવામાં આવે છે, પણ હમેશાં એવું હોતું નથી. સારામાં સારા વીરરસથી ભરપૂર સવા લાખ છંદોના કર્તા ચંદ કવિ એક ભાટ હતા, તેમજ અકબર બાદશાહની સભાના ભૂષણ ગંગ કવિ પણ ભાટ હતા અને તેઓના કવિતામાં ચમત્કાર તેમજ પિંગલ એ બંને સંપૂર્ણની જોવામાં આવે છે.

બંને છોકરાઓની પરીક્ષા જોવાને રાજાએ બંનેને કહ્યું કે તમો એકબીજાની કવિતા બનાવો.

તે ઉપરથી ચારણપુત્ર બોલ્યો :—

ભાટ ભાટ ભાટુકી,
ને કોટે બાંધી ચાટુડી.—૧૭.

ચારણના છોકરાએ ભાટના છોકરાના ગળામાં ચાટુડી(ભીખ માંગવાની કાચલી=સકોરૂં)બંધાવી.

ત્યારે ભાટનો છોકરો બોલ્યો :—

ચારણ ચારણ ચાડીઆ,
ને કોટે બંધ્યું ઘંટીનું પડીઉં.—૧૮.

રાજાએ કહ્યું કે એ તો બાઇ બેઠું નહીં ( પ્રાસ બેઠા નહી ). ત્યારે ભાટપુત્ર બોલ્યો કે તેણે મને ગળામાં ચાટુડી બંધાવી તો મેં તેના ગળામાં ઘંટીનું પડીઉં બંધાવ્યું કે જે તેનાથી ઉંચકાયજ નહી.

એ ઉપરથી જણાય છે કે પ્રાસને હું આ મુકી ગૌરવતા ઉપર ભાર વધારે હતરે છે.

---

## ૫. કુંજ.

---

એક સખી બેઠી છે, ત્યાં બીજી આવી ને તેને કહે છે :-

ગુઢ કાવ્ય.

ઈંદ્ર વાહન રવિ સુત
પવનપુત્ર ભંડાર;
તિને ભેલે કયોં ભયે,
કહે સખી કૌન બિચાર.-૧૯.

અર્થ:-ઈંદ્રનું વાહન હાથી (હસ્તી=હથેલી); રવિનો પુત્ર તે કર્ણ (કર્ણ=કાન); પવનપુત્ર એટલે વાયુનો પુત્ર હનુમાન; તે હનુમાનનો ભંડાર તે ગાલ (કારણકે હનુમાન વાનરજાતિ હોવાથી વાનરો કોઇ સ્થળે દાણા ખાતી વખતે પોતાના ગાલ-ગલોફામાં એકદમ ભરી રાખે છે, અને કોઇક વૃક્ષ ઉપર બેસી તેમાંથી થોડા થોડા દાંત નીચે લાવી ખાય છે; તેથી અનાજ ભરી રાખવાનું સ્થળ તે ભંડાર) હથેલી, કાન, અને ગાલ એ ત્રણ વસ્તુઓ ભેળી કેમ કરી રાખી, કહે સખી એવા તે શું વિચારમાં છે ?

કાવ્યનું તાત્પર્ય એ છે કે જ્યારે કોઇ ઉંડા વિચારમાં હોય ત્યારેજ કાન અને ગાલ ઉપર હાથ દઇને માણસ બેસે છે, મતલબ કે તું આજે ઉદાસીમાં કેમ બેઠી છે ?

ઉદાસ થએલી સખીએ જવાબ આપ્યો.

ગુઢ કાવ્ય.

અલી વાહન વાહન,
તા લેનેકો મેં ચલી;
શશિ વાહન વાહન,
તો દેખી મેં પીછી ફરી;
ભીમસૂત વઢવાડે ભગો,
રવિસુત મદન કર મોરે લગો;
ચક્ર સુતકો ભયો વીનાથ,
ઉસ કારન મેં ભઇ ઉદાસ.-૨૦.

અર્થ:-અલી=ભમરો; ભમરાનું વાહન તે કમળ (કારણ કમળપર ભમરો બેસે છે) અને તે કમળનું વાહન તે પાણી (કારણ પાણી ઉપર કમળ રહે છે, તેથી તે તેનું બેસવાનું વાહન-સ્થાનક થયું) તે એટલે પાણી ભરવાને માટે હું ચાલી.

શશી=ચંદ્રમા; ચંદ્રમાનું વાહન-મહાદેવ (કારણ ચંદ્ર મહાદેવના કપાળમાં બેઠેલો હોય છે.) તે મહાદેવનું વાહન તે નંદી=બળદ; અર્થાત બળદોને જોઇને હું પાછી ફરી.

ભીમનો પુત્ર=ઘટોતગચ્છ; અને ઘટોતગચ્છ એટલે માટીનો ઘડો; માટીનો ઘડો તે (બળદોની) લડાઇમાં ભાગી ગયો; અને તેથી રવિનો પુત્ર તે કર્ણ અને કર્ણ એટલે ઘડાનો કાંઠલો; માટીનો ઘડો ભાંગી જવાથી મારા હાથમાં માત્ર કાંઠલો રહી ગયો.

ચક્ર એટલે કુંભારનું પૈડું; તે પૈડાંનો પુત્ર તે માટીનો ઘડો; તે ઘડાનો વિનાશ થઇ ગયો તેથી હું ઉદાસ થઇ (હાથ લમણાં પર નાંખીને) બેઠી છું.

મતલબકે મટોડાનો ઘડો ફુટવાથી તે સખીને થયલી ઉદાસીનતા કવિ આવા કઠિન શબ્દોમાં વર્ણવે છે.

---

દુર્જન અને સજ્જનનો મુકાબલો કરીએ તો નવનો આંક સજ્જન છે, કારણકે સજ્જનનો સ્વભાવ છે કે સુખ અને દુઃખમાં એકસરખાજ રહે છે. પદ્વી પ્રાપ્ત થતાં મદે ભરાતો નથી અને નીચે પડતાં ખેદ પામતો નથી. પણ તેથી ઉલટું દુર્જનને માત્ર એકજ આંક ઓછાની એટલે આઠની ઉપમા અપાય; કારણ તે હમેશાં પદ મળતાં ઘટતો જાય છે.

જેમકે:-

દોહા.

દુર્જન સજ્જન અષ્ટ નવ,
પ્રીત રીત પહેછાને;
દુગને, તીગને, ચતુર ગુન,
ઘત, ઉત હાનહી હાન.-૨૧.

અર્થ:-૯ ને બમણા, ત્રમણા, અથવા ચોગણા અથવા ગમે તેટલા ગણા કરતાં ૧૮,૨૭,૩૬,૪૫, અથવા ઠેઠ નવ ગણા કરતાં

૮૧ આવે તે બધાંનો જુદો સરવાળો (૧+૮=૯,૨+૭=૯ વગેરે) કરીએ તોપણ નવજ કાયમ રહે છે; પણ ૮ ના આંકને ૮×૨=૧૬=૧+૬=૭ ; ૮×૩=૨૪=૨+૪=૬ ; ૮×૪=૩૨=૩+૨=૫; ૮+૬=૪૮=૪+૮=૧૨= ૧+૨=૩. એ મુજબ જેમ જેમ ઉંચી પદ્દી ચઢાવતા જઇએ તેમ તેમ કમતી (હલકટ) થ તો જાય છે. પણ નવનો આંક પોતાના રંગમાં તેજ સ્વરૂપમાં રહે છે.

એક કવિ કહે છે કે :–

દોહા.

તન સંદૂક ગુન રતન,
ચુપતાહી દીને તાથ;
ગાહક બીનન ખોલીએ,
કુંજી બચન રસાલ.–૨૨.

એટલે આપણામાં શરીરરૂપી એક પેટી છે. જેમ પેટીમાં રત્ન–ઝવેરાત રાખીએ તેમ ગુણ એ રત્ન છે. તે પેટીને “ ચુપકી ” રૂપી તાળું દીધેલું છે. એ તાળું ક્યારે ખોલવા માં આવે કે જ્યારે તે રત્નનો ખરો ગ્રાહક મળે ત્યારે; અર્થાત કે યોગ્યતા મળેથી ચુપકી છોડી દઇ રસાળ વચન ( મીઠી વાણી ) રૂપી કુંચીથી તે તાળું ખોલવું એટ લે બોલવું.

મહાન કવિનું આ વાક્ય ટંટા બખેડા દૂર કરવાને અને સર્વે ભાઇઓમાં પ્રેમ વ ધારવાને અતી ઉપયોગી થઇ પડે છે.

---

વિનય ગુણ સર્વ સૃષ્ટિને પ્રેમમય બનાવે છે. વિનય આવવા માટે નરમાશ એ ટલે લઘુતાની જરૂર છે.

જેમકે:–

દોહા.

લઘુતાસે પ્રભુતા બઢે,
પ્રભુતાસે પ્રભુ દૂર.
કીડી મુખ મિસરી ચુગે,
ગજ સિર ડારત ધુર.–૨૩.

અર્થ–વિનયગુણ ધારી લઘુતા રાખવા થી પોતાની મેળે મોટાઇ મેળવે છે, અને પોતાને મોટાજ માની બેસનારાઓથી પરમે શ્વર દુર રહે છે. એટલે સાત્વિક પ્રકૃતિ ત્યાં હોયજ થાની ? જેમ કે લઘુતા ધારણ કરનારી કીડીને તો હમેશાં જમે ત્યાંથી સાકરજ મળે છે; અને મોટાઇ ધારણ કરનાર હાથી પોતાની સુંઢ વડે માથે ધુળ નાંખતો જોવામાં આવે છે. અર્થાત તેના નસીબમાં ધુળ છે.

---

દોહા.

ભલે ભલાઇ ના તજે,
બુરે બુરાઇ લેત;
તૃન ચરત અમૃત ઝરત,
અમૃત પી વિખ દેત.–૨૪

અર્થ–ભલો પોતાની ભલાઇ છોડતો ન થી અને બૂરો માણસ હમેશાં બૂરાઇ ક છે. તૃણ એટલે ઘાસની ચરના ગાય ઘાસ જેવો કચરો ખાઇને પણ અ ત–દુધ આપે છે, અને સાપને દુધ પાવામ આવે તોપણ તે તો ઝેરજ આપે છે.

---

દોહા.

હીને હીનતા ન તજે,
પદ વીશેષ જો પાય;
સિર છેદે વા ધીરકો,
વીરપનો નહી જાય.–૨૫.

અર્થ–ઉંચ પુરૂષને ધીર કહે છે અને ની અને હીન કહે છે; હીનનો સ્વભાવ છે કે, તેને વધુ પદ્દી મળે તો તે હીન એટલે વધુ હલકટ થતો જાય છે અને ધીર પુરૂષપર આફત આ વે તોપણ તે વીર એટલે બહાદુર–સમતા ગુ ણવાળો થતો જાય છે;

એટલે ખુલાસાથી સમજવા માટે (હીન) અને એક પદ વીશેષ આપીએ એટલે હની નીચે એક હકારની નીશાની (વધુ પદ) ઉમેરતાં ( હીન ) શબ્દ થયો, તેમજ (ધીર એ) શબ્દનું માથું કાપી નાખવામાં આવે એટલે ધ કારનો ઉપરનો ભાગ ઉડાવવામાં આવે તો પાછળ વીર શબ્દ રહે છે.

એક સ્ત્રી ઉદાસીમાં બેઠી હતી; ઉદાસી નું કારણ પુછતાં તે જવાબ આપે છે:–

## ૬. કુંજ.

### સમસ્યા.

દોહા.

શક્તિવાહન ભક્ષ પીયુ કહ ગયે,
ભયો ગ્રંથ ભક્ષ માસ;
અજા ભક્ષ આયો નહી,
સમજો ચતુર સુજાસ.—૨૬.

અર્થ—શક્તિ એટલે દેવી તેનું વાહન વાઘ, અને તે વાઘનું ભક્ષ તે માસ. વળી માસ એટલે મહીનો પણ થાય; મતલબ કે, મારા સ્વામિ મને એક માસની મુદત આપીને પરદેશ ગયા હતા.

ગ્રંથ એટલે હાથી અને તેનું ભક્ષ વૃક્ષ—વરખ, અને વરખ એટલે વર્ષ; મતલબ કે, મહીનાની મુદત વીત્યા છતાં એક વરસ થઈ ગયું.

અજા એટલે બકરી અને તેનું ભક્ષ તે પાંતરા—પત્ર; અને પત્ર એટલે કાગળ; મતલબ કે, હજુ કાગળ આવ્યો નથી તેથી હું ઉદાસ છું, તે તમો ચતુર છો માટે સમજો.

### ગુઢ કાવ્ય.

દોહા.

શિરપર સોહે ગંગજળ,
મુંડમાળ ગળમાંહી;
વાહન વાકો વૃષભ હય,
શિવ કહીયે કે નાહી—૨૭.

અર્થ—જેના મસ્તક ઉપર ગંગાજળ વહે છે (એવો તે મહાદેવ કે બીજો?) ગળામાં મુંડ એટલે માથાંની માળા છે, (એવો તે મહાદેવ કે બીજો?) તેનું વાહન વળી વૃષભ—બળદ છે (એવો તે મહાદેવ કે બીજો?)

મતલબ કે, જેના મસ્તકપરથી ગંગાજળ વહે છે, ગલામાં મુંડની માળા પહેરેલી છે, અને જેનું વાહન બળદ છે, તે મહાદેવ નથી ત્યારે બીજું કોણ છે?

જવાબ કે, કુવામાંથી પાણી કાઢવાના અરટ એટલે રેંટ હોય છે તે. રેંટના માથા પરથી જળ વહે છે; માટીની ઘેર એટલે ઢોચકાં—નાના ઘડા (કે જેનો આકાર માણસના માથાં જેવો હોય છે, અને મુંડમાળની માફક હારદોર દોરડામાં બાંધેલી હોય છે.) તે રેંટને બાંધેલા હોય છે, અને તે રેંટને બળદોજ ચલાવે છે.



### ડીંગલ.

એક રાજાને કદરૂપો કુંવર હતો. તેના કપાળમાં એક ઢાંડુ—નાસુર હતું, એક આંખે કાણો હતો, બંને હાથ એંચાતાણા—ઠુંઠા હતા, અને બંને પગ લંગડા હતા, તેથી તે ચાલી શકતો નહોતો અને બહાર જતાં પાલખીમાં બેસીને (અધર) જતો હતો. કુંવરની એવી હકીકત સાંભળી તેને કોઈ કન્યા આપે નહી. એક ભાટે આવી બીડું ઝડપ્યું કે, "મહારાજ એ કુંવરનું યથાસ્થિત વર્ણન કરીને હું કન્યા પરણાવી આપીશ. એવું કહી બહારગામ જવાની તૈયારી કરી.

ભાટ લોકોનાં ઘોડાં ઠોકર ખાતાં—લથડતાં હોય છે. ઉપર બોજો પણ ઘણો ભરે છે. હાથમાં હુકકો, માથામાં અફીણની દાબડી, દાઢીબંધો બાંધેલો, પગમાં તોડો એવે વેષે તેઓ ફરે છે. ગામેગામ રજપુત અને ઠાકોરોના તેઓ મીજબાન થાય છે. રાજાઓની ખ્યાત એટલે ઇતિહાસ તેઓ લખી રાખે છે. કેટલીએક ન્યાતના વહીવંચા (ગોત્ર તથા પરિવારની નોંધ રાખનારા) ભાટજ હોય છે. એ ભાટ ચારણો અગાઉ રણસંગ્રામમાં રજપૂતોને પોતાના વીર રસના કાવ્યોથી શૂર ચઢાવતા હતા.

આવા ભાટ વિષે હાસ્યરસમાં કહ્યું છે કે:—

### ડીંગલ.

ભલે ભલેરે ભાટનું ઘોડું,
ખાય ઘણેરૂં ને ચાલે થોડું;
એવે આવ્યું એક સરોડું,
કે નીચે ભાટને ઉપર ઘોડું.—૨૮.

અર્થ—સરોડું (જુવારનો સાંઠો—કડબ); મતલબ કે સરોડાંની ઠેકરથી પડી જઈ ભાટને નીચે નાંખી ઘોડું ઉપર થયું.

ભાટો વિષે આ વાત મશહુર છે કે, માંગુ કરવા જતાં યા કોઈપણ કાર્યમાં ભાટ રાજા આગળ જુઠું બોલે નહી. તે અલંકારી ભાષામાં ભલે બોલે, પણ જો જુઠું બોલતાં પકડાય તો કોઈપણ રાજા તેને રક્ષણ

આપે નહી એવો એક દ્રઢ નિયમ હોય છે.

મોટા ઇનામની લાલચે તે ભાટ અમુક રજવાડામાં જઇ કુંવરીનું માગું કરી, તે કુંવરનું વર્ણન ડીંગલી કાવ્યમાં આ પ્રમાણે કર્યું:—

રાજા હે, રાજન હે, સિરપે એક ચંદ હે,
એક નયનસે જોત હે.

(જમણો હાથ લાંબો કરી દાનેશ્વરીનાં ચિન્હ બતાવી કહ્યું :—)

એક હાથ યું હે.

(ડાબો હાથ લાંબો કરી તરવારનો યુદ્ધમાં ઘા કરતો હોય તેવા હાવભાવથી કહ્યું :—)

એક હાથ યું હે,
(બંને પગ બતાવા કહ્યું:—)
એક પાંવ યું હે,
એક પાંવ યું હે.
ધરતીપેં પાંવ ધરત નહીં;
જમીસે અધર ચલત હે,
એસા એક મહારાજ હે.—૨૯.

અર્થ—કન્યાનો પીતા—રાજા સમજયો કે, જે કુંવરને માટે એ ભાટ કુંવરીનું માગું કરે છે, તે રાજા છે, રાજપુત્ર છે, તેના માથા ઉપર ચંદ્ર છે એટલે ચક્રવર્તી રાજા છે, પ્રજાપર એક નજરે (સમાન દ્રષ્ટિથી) જોનારો એવો ન્યાયી રાજા છે.

દાનેશ્વરી છે, શૂરવીર છે, આગળ પગ મુકનારો એટલે સાહસિક છે; અને દેવતા માફક ધરતીપર પગ પણ મુકતો નથી એટલે અધર ચાલે છે, એવો તે મહારાજ છે.

ગામ વગેરે પુછી તેનું વેવિશાળ તરત કર્યું અને ખાંડું મંગાવી કુંવરીને પરણાવી દીધી. કુંવરી જ્યારે સાસરે ગઇ ત્યારે પોતાના સ્વામીને રૂપે કુઅંગવંત જોઇ પીતાને પત્ર લખ્યો; પીતાએ પેલા ભાટને પકડી મંગાવ્યો. ભાટે કહ્યું મહારાજ મેં એક પણ અક્ષર ખોટો કહયો નથી. જુઓ કે :—

માથાપર ચંદ એટલે ચાંદું છે, એકજ આંખે જુવે છે (કાણો છે), હાથ ફેરફાર રીતે બતાવી ઇશારા કરી બતાવ્યા કે તેવાજ ઠુંઠા હાથ છે અને બંને પગે લુલો છે, તો કોઇ ઉંચકીને પાલખીમાં બેસાડે તો જઇ શકે છે તેથી મેં કહ્યું કે, ધરતીપર પગ મુકતા નથી અને અધરજ ચાલે છે.

રાજાએ કહ્યું હું તો બધું બીજી રીતે સમજયો. બાઇના નસીબનો દોષ કહાડી ભાટને તેની કાવ્યચતુરાઇ માટે વખાણ કરી ઇનામ આપી વિદાય કર્યો.

---

## ૭. કુંજ.

---

અકબર બાદશાહની સભાનું ભૂષણ કવિ ગંગ એક ભાટ હતા. શીઘ્ર કવિતા બનાવવાની, અને અમુક બનાવ નજરે જોયો હોય એવું આબેહુબ વર્ણન કરવાની તેની શકિત અદ્દભુત હતી.

એક વખત ગંગ કવિ અકબર બાદશાહના સેનાધિપતી અને વજીર નવાબ ખાનાનખાનને મળવા ગયા. નવાબ મેડીપર હતા; ત્યાં જવા માટે દરવાન સાથે બંગે ખટપટ કરી પણ તેણે ઉપર જવા દીધા નહી. આ ખટપટથી કેટલોક શોર થઇ રહ્યો. નવાબને ગડબડ સાંભળી માલમ પડયું કે કોઇ માણસ તકરાર કરે છે, તે ઉપરથી બારીએ આવી જોરથી બુમ પાડી કહ્યું કે:—

કુટન કૌન હે?

અર્થ—એ કુટણો (એક જાતની ગાળ) કોણ છે? (સ્ત્રી હોય તો કુટણી કહેવાય છે.)

તુરતજ નીચેથી ગંગ કવિએ લલકાર્યું:—

નિંદાસ્તુતી અલંકાર.

છપય છંદ.

કુટન તેરો બાપ,
જાય દખણ દલ કુટયો;
કુટન તેરો બાપ,
જાય માંડલગઢ લુટયો;
કુટન તેરો બાપ,
આય આબુલસે અડીઓ;
કુટન તેરો બાપ,
જાય કાબુલમેં પડીઓ;
ખાનાનખાન, બહિરમ સુતમ,
અરિદલ કુટન તેં ભયો;
કુટન કુટન ખાનકે,
હમકો કુટન કયોં કહયો.—૩૦.

અર્થ—(નિંદાના અર્થમાં કુટ્ટન એટલે ખરાબ; સ્તુતિના અર્થમાં કુટ્ટન એટલે કુટવા વાળો—મારવાવાળો) તારો બાપ કુટ્ટન કે જેણે દક્ષિણમાંનું લશકર કુટી કાઢયું એટલે મારી હઠાવ્યું હતું. તારો બાપ કુટ્ટન કે જેણે માંડલગઢનો કિલ્લો લુટીને સર કર્યો હતો.

તારો બાપ કુટ્ટન કે જેણે અબુલની સામે થઈ તેને હઠાવ્યો હતો. તારો બાપ કુટ્ટન કે જે કાબુલ સુધી પહોંચી ગયો હતો અને કાબુલ ફતેહ કર્યું હતું. બહિરમ સુત—બહેરામના પુત્ર! હે ખાનાનખાન! અરિદળ એટલે દુશ્મનના લશકરને કુટવા એટલે મારી હઠાવવાવાળો તું પેદા થયો છે. તારા બાપ કુટનખાં તેનો પુત્ર તું પણ કુટ્ટન છે. નાહક મને કુટ્ટન શું કામ કહ્યો?

અત્રે નવાબની સ્તુતિ કરવામાં કુટ્ટન શબ્દ વારે વારે વાપરી કાવ્યચતુરાઈથી તેની નિંદા કરી, જે અવિચારી શબ્દ તે બોલ્યો હતો તેનું તેને ભાન કરાવ્યું.

---

કુટ કાવ્ય.
સોરઠો.

જલદ સુતા સુત હાર ભયો,
ઈંદ્ર આયુધ સખ;
શિવસુત વાહન ભખણો,
ભયો હલાહલ પાન.—૩૧.

પોતાના સ્વામીનો વિયોગ થયલો છે, તેથી એક સ્રી પોતાની સ્થિતિનું વર્ણન કરતાં પોતાની સખી પ્રત્યે કહે છે:—

અર્થ—જલદ એટલે પાણી; તેની પુત્રી એટલે છીપ; (પાણીમાં છીપો ઉત્પન્ન થાય છે;) છીપનો પુત્ર તે મોતી. ઈંદ્રનું આયુધ—શસ્ર એટલે બાણ.

શિવસુત એટલે મહાદેવના પુત્ર ગણપતી; તેનું વાહન તે ઉંદર; ઉંદરનું ભક્ષ (ભખણો) તે અન્ન. હલાહલ પાન એટલે ઝેર પીવા જેવું.

મતલબ કે મારા ગળાનો મોતીનો હાર મને તીર સમાન ભોંકે છે, અને અનાજ ખાઉં છું તે ઝેર જેવું લાગે છે.

---

વરકન્યા પરણે છે ત્યારે મંગળફેરા ફેરવતી વખતે તે જોડાંની આસપાસ કાચા સુતરનો તાર લપેટવામાં આવે છે તેને ગૃહસૂત્ર કહે છે. વર આગળ અને કન્યા પાછળ હોય છે. વર જોરથી ચાલે તો કન્યા પણ પેલો તાર ન તુટે તેમ આગળ વધે છે. અને કન્યા પાછળ રહે છે, તો તાર સહેજ પણ ખેંચાતા વર ઉભો રહે છે. લગ્ન વખતની એ નિશાની એમ સુચવે છે કે સંસારમાં પડશો ત્યારે:—

દોહા.

એક તાને એક ઢીલ દે,
તુટે ન કચ્ચો તાર;
અતી તાને તુટ જાત હય,
લોહા સંકળ સાર.—૩૨.

અર્થ—એક ખેંચે અને બીજો ઢીલ આપે તો કાચો સુતરનો તાર પણ તુટતો નથી. પણ સાર એટલે પોલાદના લોઢાની પણ સાંકળ હોય તેને ઘણીજ તાણવામાં આવે તો તે પણ તુટી જાય છે.

મતલબ કે સ્રી ગરમ થાય તો પુરૂષે ઠંડા થવું. પુરૂષને ક્રોધ ચઢે તો સ્રીએ થાંભિરૂપી જળથી તે ક્રોધને સમાવવો. જો બંને છુટછાટ નહી મુકે અને અતી ખેંચવા જાય તો બંનેનો સંસાર તુટી જઈ બગડે છે.

---

ગુજરાતીમાં પણ એક કવિ કહેછે કે:—

દોહરા.

અતી ઘણું નહી તાણીએ,
તાણે તુટી જાય;
તુટયા પછી જો સાંધીએ,
તો બીચ ગાંઠ પડ જાય.—૩૩.

મતલબ કે મન ભાંગ્યા પછી સાંધવા જઈએ તો આખરે વચે ગાંઠજ પડી જાય છે.

---

તે પ્રમાણે મન વિષે પણ એક ગુજરાતી કવિ કહે છે કે:—

સીસો ભાંગ્યો પીવતાં,
મન ભાગ્યું કુવેણ;
મોતી ભાગ્યું વીંધતાં,
તેને નહી સાંધો કે રેણ.—૩૪.

અર્થ-ધોતાં બાટલી ભાંગી બઈ, ખરા બ શબ્દ વાપરવાથી દિલ બેદીલ થઈ ગયું, અને મોતી વીંધતાં ભાંગી ગયું, તેને ન તો સાંધો લાગે કે નહી કોઇ રેણુ લાગે, અર્થાત ભાંગેલું મન જોડાય નહી.

---

૮ કુંજ.

---

ચમત્કારી કાવ્ય.

દોહા.

પ્રભુતાઇકો પરહરી,
તેં ભૂતાઇ લીન;
વિધાતાને સલહી કહ્યો,
તુહી નામ પ્રબીન.--૩૫

અર્થ-એક સ્ત્રીનું નામ પ્રબીન હતું, તે સ્ત્રી પોતાના સ્વામિના વિયોગથી ઘેલી જેવી થઇ ગઇ હતી. તે નાયકાના એક પત્રના ઉતરમાં તેના સ્વામિએ લખ્યું કેઃ—

તારૂં નામ વિધાતા (પરમેશ્વર) એ ખરીજ રીતે પ્રબીન કહીને મુકરર કર્યું છે, કારણકે તું પ્ર (અક્ષર) બિન-વગરની એટલે તું પ્ર અક્ષર વગરની છે; તેથી તારામાં પ્રભુતાઇ એટલે મોટાઇ-ધીરજના ગુણ રહેવા જોઇએ તેને બદલે ભૂતાઇ એટલે ભૂતના ભટકતા ગુણ આવ્યા છે.

કાવ્યની ખૂબી એ છે કે, "પ્રભુતાઈ" માંથી (પ્ર વગરની હોવાથી) પ્ર કાઢી નાંખીએ તો બાકી "ભૂતાઈ" શબ્દ રહે છે.

---

પ્રેમ કાવ્ય.

દુહા.

નેહ નિભાવન હય કઠન,
સબસે નીભવત નાહ;
ચઢયો મોમ તુરંગપે,
ચલવો પાવક માંહ.--૩૬.

અર્થ-પ્રીતી નીભાવવી એટલી કઠણ છે કે, બધાથી નીભતી નથી. પ્રીતીને નીભાવવાનું કામ એટલું મુશકેલ છે કે, મીણનો ઘોડો બનાવવો, તે ઘોડાપર સ્વાર થવું અને તેનાપર બેસી તે ઘોડાને અગ્નિના અંગારા ઉપર ચલાવવો. એક તો મીણ અને તે અગ્નિનો સંયોગ થતાં તુરતજ પીગળી જાય છે. પણ જે પુરૂષ એવા મનરૂપી મીણના ઘોડાને પીગળાવ્યા વગર (ફેરફાર કર્યા વગર) ચલાવી જાણે છે, તેજ સ્નેહ નીભાવી જાણે છે.

---

એક સમયે અકબર પાદશાહ શિકારે ગયા હતા. લશ્કર પાછળ રહી ગયું અને પોતાના બે મિત્રો સહીત તેઓ એક વાઘની પાછળ પડયા. વાઘ એક રબારી-ભરવાડના ખેતરમાં ભરાઇ ગયો. જુવારના સાંઠા ઉંચા આવેલા હોવાથી ખેતરમાં જવાની તેઓએ હીમત કરી નહી અને એક ઝાડપર ચઢી જઇ, શિકાર પર નીધાહ રાખવા લાગ્યા.

ખેતરના માલીક ડુંગા રબારીની સોળ વરસની ઉમરની પુત્રી-મુગ્ધા માથે બે ગોરસ અને રોટલા મુકેલા, બે પાડીઓ બે બગલથી દબાવેલાં ને રૂમઝુમ રૂમઝુમ કરતી ચાલી આવે છે. તેને ખેતરનો ઝાંપો ઉઘાડતાં જોઇ ઝાડપર ચઢેલા બાદશાહે ધીમે સાદે કહ્યું, "ભીતર મત જાઓ, શેર બેઠા હય." તે બાળા તુરત સમજી ગઇ. બંને પાડીઓ છોડી દઇ માથેથી ગોરસ (છાશ) ઉતારી, હાથમાં એક અણીઉં (દંડુકો) લઇ, ઝાંપો ઉઘાડી ખેતરમાં દાખલ થઇ. વાઘ જરા ઝોકા ખાતો હતો તેને અણીઆ વડે જગાડયો, સામો થતાં માથામાં એક અણીઉં ફટકાવતાં જ પાર કરી મુકયો.

બાદશાહે નીચે ઉતરી આવી તાજુબ થઇ તેને શાબાશી આપી. તે બાળાને પુછી તેના બાપનો પતો લીધો. એક સામંતને લશકર લઇ રાજધાની તરફ ફરવા કહ્યું, અને બીજાને સાથે લઇ ડુંગા રબારીના વાડામાં ગયા. પોતે વિચાર કર્યો કે, જો આવી બહાદુર સ્ત્રીની સાથે લગ્ન કરવામાં આવે તો તેની કુખમાં જવાંમર્દ પુત્ર ઉત્પન્ન થાય. ડુંગાને પુછતાં તેણે કહ્યું કે, આ છોકરી કુંવારી છે. બાદશાહે પોતાની ઓળખ આપી અને તે બાળાનું માગું કર્યું, તો ડુંગાએ બહુ ખુશીથી હા પાડી. પાદશાહે કહ્યું કે આજેજ લગ્નની તૈયારી કરો. અને લગ્ન વખતે ત્યાં કોઇ હાજર રહેવું જોઇએ નહી. ડુંગાએ બધાં માણસોને પોતાના વાડામાંથી વિદાય કરી દીધાં અને રાતના લગ્ન આરંભ્યાં.

એ વખતે માં કેટલાએક છોકરાઓ રમતાં હતાં તેની દરકાર ડુંબાએ કરી નહી. એક બ્રાહ્મણ લગ્નની કીયા કરાવવા લાગ્યો. માંની કીયાના રીવાજ મુજબ ભૂદેવ બોલ્યા, "મહારાજ હાથ માં પાણી લો, જરા નીચું જુઓ, વગેરે." બાદશાહ તે મુજબ કરતા રહ્યા. પણ પેલા નાના છોકરાઓ જેઓ નજીક રમતાં હતાં તેમાંનો એક વિચિક્ષણ નવ વરસનો છોકરો ભૂદેવના છેલ્લા શબ્દો સાંભળતાંજ બોલી ઉઠયો, "અરે બ્રહ્મદેવતા! આ રબારીની છોકરી સાથે લગ્ન કરવામાં બાદશાહે આટલું બધું તો નીચું જોયું છે, અને વળી તમે કયાં વધારે નીચું જોવાનું કહો છો?"

આ શબ્દો સાંભળી ડુંબાને અથવા બ્રાહ્મણને તો અસર થઇ નહીં. પણ બાદશાહ એકદમ ચોંકયા, કે મેં ના કહ્યા છતાં અત્રે છોકરાંઓને પણ રહેવા દીધાં અને તેથી હું બાદશાહ હોવાનો અને રબારણ સાથે પરણવાનો ભેદ ખુલ્લો થયો. બાદશાહે તુરત પુછ્યું, "એ છોકરો કોણ છે?" ડુંગાએ કહ્યું કે, "મહારાજ અમારા બામના વીરમ ભાટનો છોકરા એ તો ગંભલો."

વિધી તુરતજ સમાપ્ત થઇ, અને બાદશાહે તે ગંભલાને બોલાવી કહ્યું કે, "અલ્યા તું આ વાત કોઇને કહે નહી તો હું તને ઇનામ આપું. તું કંઇ પિંગળ ભણ્યો છે?" ગંભલાએ કહ્યું કે, "મારા બાપને મોઢે કવિતાઓ સાંભળતાં સાંભળતાં પિંગળ તો આવડતું નથી પણ ડીંગલ આવડે છે.

બાદશાહે પુછ્યું, "ડીંગલ એટલે શું?" તેણે જવાબ દીધો કે, "જેમ તેમ કવિતા ફેંકી મારવી તે વળી ડીંગલ. ડીંગ મારવી તે ડિંગલ એટલું પણ સમજતા નથી?" બાદશાહે કહ્યું, "મારે તારે જે માંગવું હોય તે ડીંગલમાં માગ તો હું તને આપીશ."

ગંભલાએ કહ્યું, સાંભળો, બાદશાહ:– (તતક્ષણ ડીંગલ બોલવો ગયો.)

બાદશાહ સલામત,
છત્રપતી મેં કયા કયા મંગુ;
થોડે જઇસી બાત મંગુ,
કાનોમેં દો કુંડલ મંગુ;
હાથમેં દો કડે મંગુ,
પાઉમેં દો તોડે મંગુ;
એક અંજર દે,
એક ખંજર દે;
એક સોનેકા, એક રૂપેકા.

દો બેલ દે તો તીસકા બત્તીસકા,
દો ઘોડે દે તો કાબુલકા કંદહારકા;
દો ઉંટ દે સુલતાનકા મુલતાનકા,
દો નફર દે તો ઝાટક ઝુટક કરે બીછાના,
લડકા સોવે ભાટકા.

દો ભટન દે તો જેસા ફુલ ગુલાબકા,
દો લોંડી દે તો કાંતે સુત હજારકા;
દો સાલ દે તો મોલ હોવે હારકા,
દો હાથી દે તો સાંકળ તોડે સાઠકા;
અકબરશાહ, બાદશાહ, હુમાયુ કે નંદન,
હમ ભાટકે મંગન,
કુછ દે થોડાસા-બે ભાટકે મંગન થોરાસા
બે ભાટકે મંગન થોડાસા.–૩૭.

અર્થ–હું થોડી બાબત માગું છું. અંજર એક હથીઆર હોય છે; દો બેલ=ઘડીમાં ત્રીસ બત્રીસ ગાઉ ચાલે એવા બે બળદ આપો. નફર=નોકર; ભટન=ભાટને પરણવા સ્ત્રી; કાંતે=હજાર મણ સુતર કાંતે એવી દાસી આપો; હારકા=કીમત વગરની; સાંકળ=સાઠ મણની સાંકળ તોડે એવા હાથી; નંદન=પુત્ર. થોડુંક માગ્યું તે આપો.

બાદશાહે જોયું કે, આવી ચીજ મારી આખી સલતનતમાં નથી, તો કયાંથી આપીશ. તે પછી તેના પીતાને સમજાવી ગંગભાને વિદ્યાભ્યાસ કરાવવાને સાથે દિલ્લી લઇ ગયા. એજ ગંભલો તે આપણો ભવિષ્યનો ગંગ બારોટ–ગંગ કવિ–બાદશાહનો રાજ્યકવિ.

## ૯. કુંજ.

કટાક્ષ વિષે કેટલાંક ચમત્કારી કાવ્યો.

દોહા. (અમર કાવ્ય.)

કીયા કટાક્ષ, કવિ કથન,
કેલી કુંજ, કલ્લોલ;
અધર,અદ્ભુત,અગહનમેં,
અમર અષાડ અમોલ.—૩૮.

અર્થ–કીયા=સ્ત્રીનાં કટાક્ષ, કવિનું કાવ્ય, કુંજ=લીલા બગીચાઓની કમારીઓમાં ખેલવું, અને સમુદ્રનાં મોજાંઓની લહેર–એટલી વસ્તુઓ ઉપર અમર (અમરચંદ) કહે છે કે તે અમર અને અમુલ્ય ગણાય છે.

પણ તે વસ્તુઓ અમુલ્ય ક્યારે કે જ્યારે તે યૌવના સ્ત્રીનું કટાક્ષ, અધર=ઓઠ ચુંબન વખતનું હોય. તે કાવ્ય કોઇ અદ્દભુત કવિનું બનાવેલું હોય, તે કુંજ અગહન=કાર્તક માસમાં તુરત ચોમાસું જવાથી પૃથ્વીએ જાણે લીલા રંગની સાડી પહેરી હોય એવી લીલી હોય, અને તે સમુદ્રની લહેર–મોજાં અષાડ મહીનાનાં હોય કે જ્યારે દરીઓ તોફાની હોય અને સમુદ્ર પૂર જોશમાં સુસવાટ કરતો હોય.

આ કાવ્યના પ્રથમ ભાગના તમામ શબ્દોના પહેલા અક્ષરો "ક"થી શરૂ થાય છે ત્યારે બાકીના તમામ શબ્દો માત્ર "અ" થીજ શરૂ થાય છે.

---

ઉપર જે અધર ચુંબન વખતના કટાક્ષ કહ્યા, તેનું કારણ એ કે એક કવિએ કહ્યું છે કેઃ–

દોહા.

જીતે કટક કટાક્ષતેં,
જપ, તપ, સંજમ જ્ઞાન;
અધરનકો અબ કાહેકો,
પ્યારી દીજે દાન.—૩૯.

અર્થ–તારા કટાક્ષરૂપી કટક–લશ્કરથી મારાં જપ, તપ, સંજમ અને જ્ઞાન જીતાઇ ગયાં છે, એટલે હું કટાક્ષથી વીંધાઇ ગયો છું, તો હવે અધર=ઓઠનું દાન, હે પ્યારી, શા માટે આપે છે, એટલે ઓષ્ટ ચુંબન આપી કેટલોએક વધુ ઘાયલ કરી નાંખવા માગે છે?

કટાક્ષ વિષે એક કવિ કલ્પના કરે છે કેઃ–

દોહા.

મોતી તીયનકે કાનમેં,
કા ગુન સદા કંપાય;
તીરછી ચીંતવનતેં ડરે,
મત ફિર બેંધ્યો જાય.—૪૦

અર્થ–એક યુવાન સ્ત્રીના કાનની વાળીમાં એક સુજનીનું લટકતું મોતી હતું. લટકણ એટલે સુજની હમેશાં હાલ્યા કરે છે, તેને જોઇને કવિ કલ્પના કરે છે કે, એ મોતી શું કારણથી કંપાયમાન થાય છે એટલે ડરતું હોય તેમ ધ્રૂજે છે?

જવાબનો વિચાર કરી કલ્પના કરે છે કે–તે બીચારૂં મોતી એમ કહે છે કે એકવાર તો હું વીંધાયું (શુળીએ ચઢાવ્યું), અને હવે તે સ્ત્રીનાં કટાક્ષ એટલાં તો તીક્ષ્ણ છે કે, રખેને તે કટાક્ષ મને ફરીથી વીંધી નાંખે!

---

વળી એજ કટાક્ષ માટે કવિ કહે છે કેઃ–

દોહા.

નર મરકટ નચવત નીકટ,
બીકટ લકુટીકે જોર;
બીકટ નયન તીય ઝપટતેં,
નર નાચત ચીહું ઓર.—૪૧

અર્થ–પુરૂષો બીકટ લકુટી=લાકડીના જોરથી મરકટ=વાંદરાને પોતાની પાસે નચાવે છે, પણ તીય=સ્ત્રીની વીકટ આંખના કટાક્ષની ઝપટથી ચારે દિશામાં તેજ પુરૂષો (મરકટને નચાવનારા) નાચે છે.

---

આપણી આંખ કે જે આત્માનો કેમેરા છે, તેજ ભલાઇ બુરાઇની ભરેલી છે. જેમ કેઃ–

દોહા.

અમી હલાહલ મદ ભરે,
સેત શામ રતનાર;
જીયત, મરત ઝુક ઝુક પરત,
જીહી ચીતવત એકવાર.—૪૨.

અર્થ—આમાં બહુ ગુહ્યાર્થ રહેલો છે. શ્વેત એટલે સફેદ; શામ એટલે કાળો અને રત એટલે લાલ એમ ત્રણ રંગ દરેકની આંખમાં રહેલા છે. સફેદ ગુણ સત્વ ગુણને બતાવનારો, કાળો તમો ગુણને પ્રકાશનારો, અને લાલ રજો ગુણ બતાવનારો છે.

વળી માન્યતા અને વૈદક શાસ્ત્ર પ્રમાણે સફેદ, કાળો અને લાલ એ રંગ અનુક્રમે અમૃત, ઝેર અને દારૂને બતાવનારા છે. તેથી એવો અલંકાર છે કે એજ આંખમાં સફેદી હોવાથી અમૃત છે, કાળો રંગ હોવાથી ઝેર પણ છે અને લાલ રંગ હોવાથી મદ પણ છે.

હવે અમૃત, ઝેર અને મદના ગુણો કેવા પ્રકારના છે? જીયત એટલે અમૃત જીવાડે છે. મરત એટલે ઝેર મારે છે, અને મદથી ઝુકીઝુકીને પડે છે.

આંખ સામા મનુષ્યને અમૃત સમાન મીઠી દ્રષ્ટીથી જોઇ તેને જીવાડે છે, એટલે કૃપા વરસાવે છે; એજ આંખ ઝેરી થતાં ખુન કરે છે, અને તેજ આખ ક્રોધવડે માણસને તરફડાવે છે જેના ઉપર જેવું ચિંતવન કરે તેનું તેવું ફળ પ્રત્યક્ષ બતાવે છે.

---

દોહા.

દંડી કાંટા તીલક,<br>
પલચખ પુતલી બાટ;<br>
તોલત મૂરત ચિંતકી,<br>
નેહ નગરકે હાટ.—૪૩.

અર્થ—આત્મારૂપી જે રાજા માણસના શરીરમાં બેઠેલો છે. તે આત્મા ન્યાયી હોવાથી અદ્રશ્ય છતાં તેનો કાંટો કુદરતે દ્રશ્યમાન બતાવ્યો છે. કાંટો એ ન્યાયનો સુચક છે. મનુષ્યનું ભાલ તેના આત્માનો પ્રકાશ બતાવે છે.

માણસનાં બે ભવાં એકઠાં થયાથી કાંટાની દાંડી થાય છે, અને તીલક ચાંલ્લો અથવા મસ્તકની વચેનો કુદરતી ખાડો હાથમાં પકડવાના કાંટાની ગરજ સારે છે, સારે આંખના ખાડા એ બે પલ્લાં છે, અને આંખમાંની પુતળી તોલવાનાં વજન છે.

વસ્તુનું પ્રતીબિંબ અંદર પડે છે, તે મિત્ર—સજ્જન પુરૂષની મૂર્તિ નેહનગરના બજારમાં તોળાય છે, અને તે મુજબ ડાબું જમણું ભવું ઉંચું નીચું થાય છે, અર્થાત ક્રોધ અથવા સમતા આવે છે.

નોટ—એ ન્યાય કાંટાને સન્મુખ રાખી, ન્યાયથી વર્તી, ન્યાય આપી આપણે કુટુંબ, મિત્ર, પાડોશી, જાતીભાઇઓ, નગરવાસી, દેશવાસી બલ્કે જગતવાસી જીવો સાથે સદવર્તન રાખી જાતે સુખી થઇ તેઓને સુખી કરી પ્રભુના પ્યારા થવું જોઇએ.

---

૧૦. ફુંજ.

---

ગુઢ કાવ્ય.

દધી સુતાએ દધી સુત ગ્રહ્યો,<br>
દધી સુત વેગે બોલાય;<br>
જો દધી સુત નહી મીલે તો,<br>
દધી સુત રીપુ, ઉડ જાય.—૪૪.

અર્થ—દધી=સમુદ્ર; દધી સુતા=સમુદ્રની પુત્રી તે લક્ષ્મી (સમુદ્રમાંથી નીકળેલાં ચૌદ રત્નોમાંની એક) દધી સુત=સમુદ્રનો પુત્ર તે હીરો (રત્ન); અર્થાત લક્ષ્મિએ હાથમાં હીરો પકડયો. હીરાને ચુસીને આપઘાત કરવો. (હીરો ચુસવાથી—ખાવાથી માણસ મરી જાય છે એવી હિંદમાં માન્યતા છે,) તે પ્રમાણે તે ચુસી ગઇ. તેપરથી દધી સુત=ધનવંત્રી વૈદ્ય (ચૌદ રત્નમાંનું એક) ને ઝેર ઉતારવાને ઝટ બોલાવ્યા.

જો તે ધનવંત્રી વૈદ્ય ન મળે તો, દધી સુત=સમુદ્રનો પુત્ર તે મોતી. તે મોતીનો રીપુ=દુશ્મન તે હંસ (હંસ મોતીનો ચારો ચરે છે એવી માન્યતા છે.) વળી હંસ એટલે જીવ પણ થાય છે, મતલબ કે જીવ ઉડી જશે, એટલે હીરો ચુસનારી લક્ષ્મિ ધનવંત્રી વૈદ્યને જલદી બોલાવ્યા છે તે ન મળે તો મરી જશે.

---

### ચમત્કારી કાવ્ય.

કવિત્ત.

કોઉ એક લલના, જવાહીર ખરીદવેકો,
આઈ હુતી સુમગ, સોહાય હાટવારેકી;
કરમેં લીયેતેં ભયો, મુક્તા પરવાળ,
પુની ગુંજાસો દીખાયો, દીઠપરીદ્રગ તારેકી;
ભને હરીચંદ, મોતી ચુરસો દીખાયો ફિર,
હાસ્યકે પરેંતે, મોલ લેલ નંબ ભારેકી;
બીજક નફાકી ઔર ખરીદકી બિચારે કૌન,
ખબર ભુલાની યોંહી, જોંહરી બીચારેકી.--૪૫.

અર્થ—હરીચંદ કવિ કહે છે કે કોઈ એક સ્ત્રી ઝવેરાત ખરીદવા માટે સુમગ એટલે સારે—રાજમાર્ગે આવી હતી, કે જ્યાં દુકાનદારોની દુકાનો શોભી રહી હતી, અને તે એક શોભીતી દુકાનદારને ત્યાં આવી ઉભી રહી.

ઝવેરીએ તેના હાથમાં એક મુક્તા એટલે મોતી જોવાને આપ્યું. તે સ્ત્રીના હાથની લાલી એટલી બધી હતી અને મોતી પણ એવું પાણીદાર હતું કે, હથેલીના રંગનું પ્રતીબિંબ તે મોતીમાં પડયું, જેથી તે મોતી લાલ પરવાળા જેવું દેખાવા લાગ્યું. (ઝવેરી દુરથી જોઈ અજબ થયો કે મેં સ્ત્રીને જોવા મોતી આપ્યું હતું અને તેના હાથમાં પરવાળું કેમ દેખાય છે! એ કૌતુક કેમ થયું?)

એટલામાં તે સ્ત્રી જે પોતાની હથેલીના મોતી તરફ એક દ્રષ્ટિથી જોતી હતી તેની દ્રગ તારા એટલે આંખની પુતળી—કાળી કીકીનો પ્રતીબિંબ તે મોતીપર પડવાથી તે મોતી પરવાળાને બદલે ગુંજા એટલે ચણોઠી (કાળા ડાઘવાળી) દેખાવા લાગી. (ઝવેરીએ જોયું કે કીંમતી મોતીનું એક પરવાળું થઈ ગયું, અને હવે પરવાળું બદલાઈ કીંમત વગરની ચણોઠી થઈ ગઈ).

ઝવેરીની અજાયબી જોઈ તે સ્ત્રીને હસવું આવ્યું, તેથી તે સ્ત્રીના દાંતની પંક્તિનું પ્રતીબિંબ તેમાં પડતાં મોતીચુર આકાર દેખાવા લાગ્યું.

હવે જ્યારે તે બીચારા ઝવેરીની શુદ્ધ બુદ્ધ જતી રહી તો ખરીદ અને નફો શું આપશો વગેરે હકીકત કોણ પુછે?

સ્ત્રીનું શૃંગાર યુક્ત વર્ણન ઉપર પ્રમાણે આ ચમત્કારીક કાવ્યમાં કવિ હરીશ્ચંદ્રે કર્યું છે.

---

### પ્રેમ કાવ્ય.

દોહા.

પ્રેમ બીજ પ્રબીન ઉર,
ઢંપત તૃપાસુ ધુર,
જોબનધન બરસત જયૌં,
ઉદય કરત અંકુર.--૪૬.

અર્થ—પ્રબીન એવી હોશીયાર—યોગ્ય સ્ત્રીની ઉર—છાતી રૂપી પૃથ્વીમાં પ્રેમ રૂપી બી રોપ્યું છે, અને તે બી ઉપર તે સ્ત્રીની તૃપા—લજજારૂપી ધુર એટલે મટોડી ઢાંકી છે.

તે માટી ઉપર તે સ્ત્રીનું જોબન—જુવાનીરૂપી ધન—વરસાદ વરસશે તો તે બી જમાંથી અંકુર કુચ પોતાની મેળે દય—ઉગ્યા આવશે.

---

### ૧૧. કુંજ.

---

ઉદેપુરના મહારાણા સાહેબે એકવાર જાહેર પત્રદ્વારા એક સમસ્યા અને પાદપૂર્તી પુછી કવિઓની પરીક્ષા લીધી હતી.

સમસ્યા—પાદપૂર્તી.

સિંઘ ચઢયો ગજ દુધ પીએ.

પાદપૂર્તી એટલે બીજાનાં બનાવેલાં કોઈ કાવ્યનું છેલ્લું પદ સાંભળીને બાકીનાં ઉપરનાં ત્રણ અથવા સાત ચરણ કહેવાં તેને કવિતામાં પાદપૂર્તી કહે છે. તેમાં મતલબ લાવી કાવ્યને ચમત્કારી બનાવવું એમાં કવિની ખૂબી છે.

સિંઘ ચઢયો ગજ દુધ પીએ. એટલે સિંઘ—સિંહના ઉપર બેસીને ગજ (હાથી) કેવી રીતે દુધ પીએ? આમાં સમસ્યા પુછી છે, અને આગળના ચરણો પણ બનાવવાનાં છે.

કઈક કવિઓનાં કાવ્યો એ પાદપૂર્તી માં મહારાણા સાહેબ પાસે આવ્યાં, તેમાં નીચેનું કાવ્ય મંજુર થયું.

સવૈયા.

એક બાર શિવા મૃગરાજ ચઢી,
રિખરાજ હીમાચલકે જઈએ;
ગણુપત વદન મલીન લખ્યૌ,
તાહ દયા કર ગોદ લીએ;
હીય લપટાય, હીય હુલરાય,
તાહ મયા પય પાન દીએ;
અમરેશ કહે કછુ ભેદ નહીં,
એ સિંહ ચઢયો ગજ દુધ પીએ.–૪૭.

અર્થ :–એક વખત શિવા=શિવની પત્ની પાર્વતી, મૃગરાજ એટલે સિંહ (પાર્વતીનું વાહન) ઉપર બેઠી, અને રિખરાજ એટલે રૂષિઓનો રાજા જે હિમાલય પર્વત (પાર્વતીનો પીતા–પર્વતની પુત્રી હોવાથી તે પાર્વતી કહેવાય છે.) તેની પાસે જવા તૈયાર થઈ.

એ જોઈ ગણુપતીનું વદન–મોઢું મલીન થયું એટલે ઉદાસ થયું. પોતાના પુત્ર બ ચ્ચાની દયા ખઈને માતા પાર્વતીએ તેને પોતાના ખોળામાં લીધો.

(તે વખતે પાર્વતી જે સિંહ ઉપરજ બેઠેલી હતી) તેણે છાતી સાથે તેને દાબીને હાથમાં હુલરાય–હલાવીને–ઝુલાવીને તે માતાએ પયપાન–સ્તન વડે ગણુપતીને ધવડાવ્યા.

અમરેશ કહે છે કે એ બાબતમાં હવે કાંઈ ભેદ રહયો નથી, એટલે ઉપર મુજબ બનાવ બનવાથીજ સિંહ ઉપર ચઢીને ગજ (ગજાનન–ગજ–હાથીના મુખવાળો ગણુપતી) દુધ પીએ છે.

---

વર્ષારૂતુનું વર્ણુન કરતાં એક કવિ કહે છે કે :-

દોહા.

ચાતુક સીત સમીર સર,
શ્રાવન મીર સીકાર;
બીજ બાજ કુંદા ઘટા,
જીય તીતર અનુહાર.–૪૮.

અર્થ:–ચોમાસામાં ચાતુક પક્ષીના ઉચ્ચારણરૂપી ટીપ, ઠંડા વાયુરૂપી સર–બાણુ, શ્રાવણુ માસ રૂપી મીર–ઉમરાવ શિકારી; બીજ–વીજળીરૂપી બાજ, ઘટારૂપી કુંદો, અને તીતર પક્ષીરૂપી જીવ.

અર્થાત કે વર્ષા રૂતુમાં શ્રાવણુ માસની હેલી એવી હોય છે કે, જ્યારે તે શ્રાવણુ શિકાર રૂપે નીકળી ઘનઘોર ઘટાનો જાણે કુંદ માંડયો હોયની તેમ વીજળીરૂપી શિકારી બાજપક્ષી મારફતે આ તીતરરૂપી જીવનો ઠંડા વાયુરૂપી બાણુ વડે ચતુકના ઉચારણુરૂપી ટીપથી શીકાર કરતો હોયની!

---

ગુઢ કાવ્ય.

અજા સાહેલી તાસુ રીપ,
તા જનની ભરથાર;
તાકે પુત્રકે મિંતકો,
ભજીએ વાર વાર.–૪૯.

અર્થ:–અજા–બકરી; બકરીની સાહેલી–બેન તે ઘેટી (મેંઢી) તેના રીપ–રીપુ–દુશ્મન તે ભુરૂટ (ઘાસના કાંટા કે જે મેંઢીના ઉનમાં ભરાઈ જઈ તેને હેરાન કરે છે.) તે ભુરૂટની માતા તે પૃથ્વી (પૃથ્વીથી પેદા થાય છે માટે) તેનો ભરથાર–ધણી તે ઈંદ્ર; તે ઈંદ્રનો પુત્ર તે અર્જુન અને તે અર્જુનનો મિત્ર તે શ્રી કૃષ્ણુ તેને વારે વારે ભજો.

---

૧૨ કુંજ.

---

જયપુરના મહારાજ સવઈ જયસીંહજી વિષે કહેવાય છે કે, એક સમયે એક અગીઆર વરસની બાળાને જોઈ તેઓ આશક પડયા, કે જ્યારે એ બાળા યૌવનાવસ્થાને પ્રાપ્ત થશે ત્યારે તેના સૌંદર્યનો પાર રહેશે નહી. અતી લાવણ્યમય અંગોપાંગ જોઇ તેની ભવિષ્યની સુંદરતાની કલ્પનામાં ગરકાવ થયલા તે મહારાજાએ ગામ બહાર આવેલા બગીચાથી સુશે ભીત પોતાના એક એકાંત મહેલમાં તે બાળાને રાખી, અને પોતે પણુ ત્યાં રહ્યા. તે મુગ્ધાની તહીનાતમાં દાસ દાસીઓ રાખી બદામ પીસ્તાં વગેરે સુકા તથા લીલા મેવા તેને ખુબ ખવડાવી પુષ્ટ કરવા માંડી.

એ એકાંત મહેલમાં જતી વખતે મહારાજાએ દીવાન, સેનાપતી અને સામંતોને સુચના કરી કે, તમો રાજ્ય સંભાળજો અને ગમે તેવા જરૂરી કામ માટે પણુ મને તસ્દી

આપતા નહી. એક કાગળ પણ મને વાંચવા મોકલવો નહી. હું સર્વથા જંજાળમાંથી મુક્ત રહી આનંદમાંજ થોડો સમય ગાળવા ચાહું છું. એ એકાંત મહેલના છડીદારોને પણ હુકમ કર્યો કે, કોઇપણ માણસને મારી પાસે આવવા દેવો નહી, બલ્કે બગીચામાંની કોઇ પક્ષીનો પણ અવાજ મારે કાને પડવો જોઇએ નહી. જો આ હુકમનો અનાદર થશે તો માથું ઉડાવી દઇશ.

કેટલાક માસ પર્યંત આ હુકમ પ્રમાણે ચાલવા માંડયું, પણ ધીમે ધીમે ખંડીઆ ઠાકોરો અને ભાયાતો મહારાજાની ગેરહાજરીનો લાભ લઇને મજબુત થતા ચાલ્યા. ખંડણી આપવી બંધ કરવા માંડી, દીવાનના હુકમોને માન નહી અપાવા લાગ્યું; જગેજબ લુટફાટ અને ગુનાહો બનવા લાગ્યા, નોકરો સુસ્ત અને અયાસી થઇ ગયા, અને રૈયતને કનડીને લુંટવા લાગ્યા.

આવો મામલો જોઇ બીહારી નામના એક યુવાને રાજ્યના ભક્તવત્સલો અને દીવાનની સભામાં એવી અરજ કરી કે, મામલો તદન બગડી ગયો છે તેથી હવે તો મહારાજાને કાને આ તમામ ગરબડની હકીકત લાવવી અને રાજ્ય જે આફતમાં આવી પડયું છે તે નીવેદન કરવી. પણ એ હકીકત નીવેદન કરવા જાય કોણ? સર્વે પોતપોતાના જીવની ફીકર કરવા લાગ્યા કે જે જશે તેને મહારાજા મારી નાખશે. તે ઉપરથી દીવાને બીહારીને કહ્યું કે, કેમ ભાઇ, હીમત કરી આખા રાજ્યની પ્રજાને તારવા કમર કસો છો? આ સેવા શીર સાટે બજાવવાની છે. બીહારી તુરત તૈયાર થઇ ગયો. મહારાજાના એકાંત મહેલના બગીચામાં જઇ ઉભો રહયો. ત્યાં એક બટમોગરાની કળી ઉપર એક ભમરાને મસ્ત થઇ બેઠેલો જોઇ, મહારાજાના વર્તાવની અન્યોકિતને તેમાં ઘટાડી નીચે પ્રમાણે એક દોહો બનાવ્યો.

દોહો.

નહી પરાગ નહી મધુપુરી,
નહી બીકાસી યહ કાલ;
અલી કલીસેં બન્ધ રહ્યો,
આગે કૌન હવાલ.—૫૦.

આ દોહરો તેણે એક પત્રપર લખ્યો, અને પહેરો ભરતા છડીદારને સંકેત કરી દુર બોલાવી બીહારી (કવિ)એ કહ્યું કે, રાજ્યમાં ઉથલપાથલ થઇ રહી છે, માટે આખા દેશના હીતને ખાતર આ પત્ર મહારાજાને જઇને આપ. દરવાને કહ્યુ મારું માથું જ ઉડાવી નાખે. છેવટે કવિના આગ્રહથી તે કાગળ મહારાજાના ઢોલીઆ નીચે મુકવા કબુલ કર્યું. તેમ કરતાં જ્યારે મહારાજા ફરતા ફરતા પલંગ પાસે આવ્યા તો પત્ર જોયો. તુરતજ દરવાન ઉપર રાતાપીળા થઇ પુછયું કે, આ પત્ર કયાંથી આવ્યો? તેણે જવાબ દીધો કે, મહારાજ મને માલમ નથી પણ બગીચામાં એક યુવાન ઉભો ઉભો કંઇ લખતાં જોવામાં આવ્યો હતો અને કદાચ વાયુથી તે કાગળ ઉડીને અહીં આવ્યો હોય? દોહરો વાંચી મહારાજાએ હુકમ કર્યો કે, તે યુવાનને મારી પાસે બોલાવ. બીહારીને હાજર થતાંજ મહારાજાએ બેધડક વચન આપ્યું કે, તને હું કંઈ ઇજા કરીશ નહી પણ આ દોહરાનો અર્થ શું છે તે બતાવ.

બીહારીએ કહ્યું કે, "મહારાજ, બગીચામાં એક કળી ઉપર બેઠેલા ભમરાને જોઇને એ દોહરો મેં બનાવ્યો છે, તેનો અર્થ એવો છે કે, હે ભમરા! હજુએ કળીમાં પરાગ–પુષ્પરેણુ આવ્યાં નથી, હજુ એમાં મધ બંધાયું નથી, હજુ એ કાળને વશ થઇ ખીલી નથી, તું જ્યારે એ કાચી કળી સાથે જ લપટાઇ રહ્યો છે, તો આગળ જતાં શું હાલ થશે?" (મોડેથી કળી ખીલીને ફુલ થશે ત્યારે તારા શું હાલ થશે?) (૧)

મહારાજાએ કહ્યું કે, એનો ખરો અર્થ બતાવ; જા, તને હું જીવતદાન આપું છું. બીહારી બોલ્યો, મહારાજ, એનો અર્થ એ થાય છે કે, હાલના કળયુગના સમયમાં (અલી એટલે પુરૂષ) કોઇ પુરૂષ પરાગ (તીર્થ) જતો નથી, તેમજ મધુપુરી–મથુરા પણ જતો નથી; વળી કાશી પણ જતો નથી. આવા કળયુગના આરંભમાંજ કળીના ફંદામાં તું લપટાઇ રહયો છે, તો આગળ હળાહળ કળીયુગ આવશે ત્યારે તો તું શું કરશે, અને તારા કેવા હાલ થશે? (૨)

મહારાજાએ કહ્યું, ખરો અર્થ બતાવ, આ મારું વચન છે. બીહારી બોલ્યો, મહારાજ ખરો અર્થ તો એજ હતો પણ આપનો આગ્રહ છે, તો એનો અર્થ આપનામાં જ ઘટાવો. જે બાળાની મોહનીમાં આપ

પડયા છો, તે બાળાને પરાગ–રજ–રૂતુ (રજસ્વલા) આવી નથી, તેમજ યુવાવસ્થા પ્રાપ્ત થતાં જે મધુ–મીઠો કંઠ–અવાજ નીકળવો જોઈએ તે તેણે પ્રાપ્ત કર્યો નથી. તેમજ કાળ ધર્મને વશ થઈ તેના સ્તન પણ વીકાસમાન થયાં નથી. અથી–હે રાજા, તું કળી સમાન બાળાની સાથે લપટી રહ્યો છે, તો જ્યારે તે બર યુવાવસ્થામાં આવશે ત્યારે તો શું હાલ થશે? રાજ્યમાં બંડ ઉઠયાં છે, કોઈ કોઈનું માન તું નથી, રૈયત દુઃખી છે, અને રાજ્ય જવાનો પણ વખત આવ્યો છે. માટે આપ રાજધાનીમાં પધારી આપની ફરજ અદા કરો. રાજા તુરતજ તે ભલામણ સ્વીકારી, કપડાં પહેરી બીહારી સાથે રવાને થઈ રાજ સભામાં પધાર્યા. સર્વે આનંદાશ્ચર્ય પામી બીહારીની જય જય બોલાવી સર્વે હકીકતથી વાકેફ થઈ મહારાજાએ હુકમ કર્યો કે, બીહારીદાસને કવિરાજની પદ્વી આપી એક લાખ સોનામહોર આપો. એ ઉપરથી કવિતાની કીમત કરતાં એક કાવ્ય બન્યું છે, તેની એક લીટી એવી છે કે:–

એક દુહે પર લાખ બીહારીકો,
જયસીંગ દીયા કહી જીજી.—૫૧.

અર્થ–ઉપરનો એક દોહરો સાંભળી જયસીંગ મહારાજ એટલા ખુશી થયા કે, એક લાખ સોનૈયા, બે હાથ જોડીને બીહારીદાસને આપ્યા.

આ બીહારીદાસ વિષે આગળ ઇશારો આવ્યો છે કે:– (જુઓ કાવ્ય ૧૧.)

ચંદ છંદ પદ સુરકે,
દુહો બીહારીદાસ;
ચોપાઈ તુલસીદાસકી,
કેશવ કવીત વિલાસ.—૫૨.

આ કવિએ બીહારી સતસઈ (૭૦૦ દોહરા) બનાવી છે, તેની સંસ્કૃત હિંદી કાવ્યોમાં ટીકા થઈ છે. તેના એક દોહરાના ચૌદ અર્થ થાય છે.

## ૧૩. કુંજ.

સમસ્યા.

સોળ સીંગ, બત્રીસ કુરંગ,
તેર સીસ, નવ કાન;
અકબરે દેખી સુંદરી,
એસી શીખર ચરંતી પાન.—૫૩.

અર્થ–અકબરે એક પહાડના શીખર ઉપર પાંદડાં ચરતી એક એવી બકરી જોઈ કે જે બકરીને સોળ શીંગડા, બત્રીસ કુરંગ–આંખ તેર માથાં, અને નવ કાન હતા. એ બકરી કઈ?

જવાબ–એક સ્ત્રીને અકબરે મહેલના શીખરપર પાન ચાવતાં જોઈ કે જે સ્ત્રીએ સોળ શણગાર સજ્યા હતા, બત્રીસ લક્ષણી હતી, તેર વરસની ઉમરમાં હતી અને નવયોવના (નવા જોબનવાળી) હતી.

## પ્રેમનું ચમત્કારી કાવ્ય.

સવૈયા.

ભ્રંગ (૧), પતંગ (૨), કુરંગ (૩), ભુજંગમ (૪),
કંજ (૧), સીખા (૨), સુર (૩), પુંગીન (૪) લહે હય;
મોર (૫), બપીહ (૬), ચકોર (૭), સુપંકજ (૮);
ઘોર (૫), ઘટા (૬), શશી (૭) સુર (૮) ચહે હય,
હારીયલ (૯) મીન (૧૧) મરલ (૧૧) જુરાફહી (૧૨)
કાષ્ટ (૯) જલ (૧૦) સર (૧૧) જોરી (૧૨) જુરે હય;

દેહકો છેહ દીયે ઇતરે પરી,
નેહકો છેહ પ્રબીન ન દે હય.—૫૪.

અર્થ–

| ૧ | ૨ | ૩ | ૪ | |
|---|---|---|---|---|
| ભમરો, | પતંગીઉં, | હરણ, | નાગ,– | એઓને |
| કમળ, | દીવો, | નાદ, | મહુવર– | સાથે, |

| ૫ | ૬ | ૭ | ૮ | |
|---|---|---|---|---|
| મોર | બપઇયા, | ચકોર, | કમળ,– | એઓને |
| ઘનઘોર, | વર્ષાની ઘટા, | ચંદ્ર, | સુર્ય– | સાથે, |

| ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | |
|---|---|---|---|---|
| હારીયલ પક્ષી, | માછલી, | હંસ, | જુરાફ પક્ષી– | એઓને |
| લાકડી, | પાણી, | સરોવર | જોડી– | સાથે, |

પ્રેમ હોય છે. તે પ્રેમ એટલે ઉંચે દરજજે હોય છે કે એટલાં જણાં દેહ–શરીરને છેહ–દગો દે છે અર્થાત મરી જાય છે, પણ નેહ–પ્રેમને છેહ આપતાં નથી.

સારાંશ કે ભમરો કમળને, પતંગીઉં દીવાને, હરણ નાદસુરને અને સર્પ મહુવર સાંભળીને (ઘેલો થઈ) મસ્ત થાય છે; વળી મોર વરસાદની ઘનઘોર અવાજને, બપૈ

ચો વરસાદની ઘટાને, ચકોર પક્ષી ચંદ્રમાને, અને કમળ સૂર્યને જોઈ દીવાનો થાય છે,—ખીલે છે. વળી હારીયળ પક્ષી જે ઝાડની ડાળી (લાકડી) પર બેસે છે, તેને પગમાં સાથે લઈ ઉડે છે, અને નવે સ્થળે બેસતાં આગલી ડાળી પગમાંથી છોડી દઈ, નવી ડાળપર બેસે છે. (ઉડતાં ડાળી નહી તુટે તો તરફડીયાં મારી તે સાંજ મરી જાય છે, એવી તેની પ્રીતિ કાષ્ટને વિષે હોય છે.) માછલી પાણીને, હંસ માન સરોવરને, સુરાકુ પક્ષિ વિષે એવું કહેવાય છે કે નર પાક્ષને જમણી પાંખ હોય છે, અને માદાને ડાબી પાંખ હોય છે; જ્યારે નર અને માદાનું જોડું એકઠું થાય ત્યારેજ જમણી ડાબી એમ પોતપોતાની પાંખ હલાવીને આકાશમાં ઉડે છે. જો તે જોડામાંથી એક મરી જાય તો બીજું નહી ઉડી શકવાને લીધે પ્રાણ ત્યાગ કરે છે. એ બધાં શરીરની પરવા કરતાં નથી પણ પ્રેમને વશ થઈને પોતાનો પ્રાણ પણ આપે છે.

---

પ્રેમ વિષે એક કવિ કહે છે કે :—

દોહા.

પ્રીત પુરાની ન હોત હૈ,<br>
જો ઉત્તમસેં લગ;<br>
સો બરસ જલમેં રહે,<br>
પથરી ન છોડે અગ.—૫૫

અર્થ—ઉત્તમ પુરૂષોની સાથે બાંધેલી પ્રીતિ કંઈ જુની થતી નથી. જેવી રીતે કે ચકમકનો પથર સો વરસ પાણીમાં રહે તો પણ જે વખતે પાણીમાંથી બહાર કાઢીને લોઢાની ચકમક વડે એક ટચકો મારે કે તેમાંથી અગ્નિ નીકળે છે. પથરમાં રહેલી અગ્નિ પર સો વરસ જળ રહ્યું તોપણ અગ્નિ નીકળ્યાજ કરે છે, બાકી પાણી પડયું કે અગ્નિ રહે નહી એ નિયમ છે.

---

વળી ત્રીકમ કવિએ કહ્યું છે કે :—

દોહા.

મન મેલુ મીલા બીના,<br>
જાય દીન જેતા;<br>
ત્રીકમ મતી માંડજે,<br>
દફતર દીન તેતા.—૫૬.

અર્થ—મન મેલુ—મનના મેળાપી મિત્રના મળ્યા વગર જેટલા દીવસ જાય, તેટલા દીવસ હે ત્રીકમ—પરમેશ્વર ! તું તારા દફતરમાં મારા આયુષ્યને ખાતે ઉધારતો નહિ. કાવ્યની ગૌરવતા એ છે કે મારો સ્નેહ એવો દ્રઢ છે કે જે દીવસે મિત્રને ન મળ્યો હોઉં, તે દીવસ તો મારા નકામાજ ગયા સમજવા એમ ત્રીકમ કવિ કહે છે.

---

૧૪. કુંજ.

---

એકવાર એક રાજાએ કવિને કહ્યું કે સ્રીના મુખ, આંખ, નાસીકા અને માથાની વેણી (વાલ) ને કવિઓ જુદી જુદી ઉપમા આપે છે, જેમ કે મુખ ચંદ્ર સરખું, નાક પોપટ અથવા તલના ફુલ જેવું વગેરે. પણ કોઈ એવું કાવ્ય બનાવો કે સ્રીના ત્રણ ચાર અંગની ઉપમા આપવાને એકજ શબ્દ વાપરવો પડે. કવિને તેવું કંઈ મળ્યું નહી ત્યારે ચાતુર્યથી નીચે પ્રમાણે કાવ્ય કહ્યું :—

ગુઢ કાવ્ય.

દધીસુત વાહન વદન છબી,<br>
દધીસુત વાહન નેણ,<br>
દધીસુત વાહન નાસીકા,<br>
દધીસુત વાહન વેણ.—૫૭

અર્થ—દધી=સમુદ્ર; દધીસુત=મોતી—રત્ન (સમુદ્રનો પુત્ર); તેનું વાહન તે લક્ષ્મી અર્થાત લક્ષ્મીના ગળામાં મોતીનો હાર રહે છે, તેથી મોતીને લક્ષ્મીનું વાહન ગણ્યું.

એટલે એક સ્રીનું મુખ અને છબી લક્ષ્મીના જેવી.

દધીસુત=(સમુદ્રનો પુત્ર) ચંદ્ર; ચંદ્રનું વાહન મૃગ—હરણ એટલે તેની આંખો હરણના જેવાં.

દધીસુત=ધનવંતરી વૈદ (સમુદ્રમાંથી નીકળેલા ચૈદ રત્નમાંના એક હોવાથી સમુદ્રના પુત્ર) ધનવંતરીનું વાહન તે પોપટ એટલે પોપટના જેવું નાક.

દધીસુત=મણી; મણીનું વાહન મણીધર નાગ (તેના મસ્તકપર મણી રહે છે માટે) અર્થાત તે સ્રીની વેણ—ચોટલો નાગ જેવો.

એ રીતે દધીસુત વાહનના જેવા મુખ, આંખ, નાક, અને ચોટલો એની ઘટના કવિએ કરી.

---

શ્રીકૃષ્ણ રાધીકાને મનમાં મોટી કરી માનતા પણ મોઢેથી તેમ કહેતા નહોતા, કારણકે રાધીકાને તેથી ગર્વ આવી જશે એમ તેઓ માનતા. આ ઉપરથી રાધીકાએ એક તાકડો રચ્યો અને બાગમાં જઈ સફેદ ફુલ લઈ આવી.

કવિ કહે છે કે :-

દોહા.

રાધા ચાલી બાગમેં,
  લીયો ફુલ સુફેત;
રાધા પુછે કૃષ્ણકો,
  કૃષ્ણ નામ નહી દેત.—૫૮.

અર્થ—રાધા બગીચામાં જઈને એક સફેદ ફુલ લઈ આવી, અને શ્રીકૃષ્ણને પુછયું કે આ ફુલનું નામ શું છે તે કહો, પણ કૃષ્ણે તેનું નામ કહ્યું નહી. તે ઉપરથી રાધીકાજીએ કહ્યું કે આપ એ ફુલનું નામ જાણતાજ નથી.

તે ઉપરથી શ્રીકૃષ્ણે કહ્યું કે સાંભળ:-

દોહા.

રાધા તોરૂં જાનહું,
  રાધા મોંકું ડરાય;
જો એ પુષ્પકો નામ દઉં,
  તો તું પદમી હો જાય.—૫૯.

અર્થ—હે રાધા ! હું તને ઓળખું છું, શું તું મને ડરાવે છે? જો એ ફુલનું નામ હું કહું તો તને અહંકાર આવી જશે, (માટે કહેતોજ નથી.)

ત્યારે રાધીકાજીએ કહ્યું કે જાણતાજ નથી. જાણતા હો તો કહો.

શ્રીકૃષ્ણ બોલ્યા :-

દોહા.

પ્રથમ પક્ષ અષાડમેં,
  ઉપજે દો દો પત્ર;
કૃષ્ણ કહે સુન રાધીકા,
  પાર્વતી પતી પાત્ર.—૬૦.

અર્થ—અષાડ મહીનાના પહેલા પખવાડીયામાં એ ઝાડ કે જેનું એ ફુલ છે, તેના બબ્બે પાંદડાં ખીલે છે, શ્રીકૃષ્ણ કહે છે, હે રાધીકા તું સાંભળ, એ પુષ્પ પાર્વતીના પતી જે મહાદેવ તેનું પાત્ર—વાસણ તેનું એ ફુલ છે.

અર્થાત મહાદેવનું પાત્ર તુંબડું, અને તુંબડું તેથી તે પુષ્પ "તુંબડી" ના વેલાનું છે. તુંબડી=તું+બડી=મોટી. એટલે શ્રીકૃષ્ણને મોઢેજ તું મોટી છે ( તું, બડી ) એમ કહેડાવવાનો રાધીકાજીનો ભાવ હતો, પણ શ્રીકૃષ્ણે પેચ સમજી ભેદમાંજ જવાબ આપ્યો.

---

## ૧૫. કુંજ.

---

ભૂષણ કવિ ઔરંગઝેબ બાદશાહનો રાજકવિ હતો. એકવાર બાદશાહે કહ્યું કે, તું મારા યથાર્થ ગુણનું કવિત બનાવ. તે ઉપરથી તેણે તેના દમ જુલમ વગેરેના ગુણો વર્ણવી બતાવ્યા. છેલ્લી કડીમાં તેણે કહી દીધું કે :-

નૌસો ચુવા ખાયકે,
  બિલાઈ બેઠી તપ્પકે.—૬૧.

અર્થ—નવસેં ઉંદરો ખાઈને પોતાનું પાપ ધોવાને જાણે તપશ્ચર્યા કરવાને જેમ કોઈ બિલાડી તૈયાર થાય તેવો આપનો હાલ છે. (વધુ માટે જુઓ કુંજ ૭૪.)

આ કવિતા સાંભળતાંજ બાદશાહ ગુસ્સે થયો, તે જોઈ બાદશાહનો મુલક છોડી ભૂષણ પરદેશ ગયો. દક્ષિણ મહારાષ્ટ્ર દેશમાં પહોંચતાં જંગલમાં તેમને શિવાજી મહારાજ મળ્યા, પણ તેમને કવિએ ન ઓળખવાથી પુછયું કે શિવાજી મહારાજ મને ક્યાં મળશે? પોતેજ શિવાજી છે એવું જાહેર પાડયા વગર, તેમણે પુછયું કે શું કામ છે? કવિએ કહ્યું કે હું તેમની શીઘ્ર કવિતા રચી સંભળાવવા ચાહું છું. શિવાજીએ પુછયું, હું તેમનો સેનાપતિ છું, તમો કેવી કવિતા સંભળાવશો તે કહો. તે ઉપરથી તેમણે રૌદ્ર ભયાનક અને વિરરસના શિવાજીના તારીફનાં અને મુગલ બાદશાહોની વિરૂધ્ધનાં ઘણાં કવિતો કહી સંભળાવ્યાં. એ મુજબ તત્કાલ બનાવીને કવિએ એક પછી એક બાવન ક

વિત સવૈયા વગેરે રચી આપ્યા. કાવ્યરસથી મગ્ન થયલા શિવાજીએ કહ્યું વળી બીજાં સંભળાવો. કવિએ જોયું કે નાહક માથાપચી શામાટે કરવી તેથી કહ્યું કે બસ એટલાંજ કાવ્ય. મને મહારાજ શિવાજીને બતાવો. શિવાજી બોલ્યા હું તે પોતેજ છું, જા તને હું બાવન કવિતાના બદલામાં બાવન પસાવ ઇનામ આપું છું. એક ગામ, એક હાથી, એક પોશાક અને અમુક રકમ હોય તેને એક પસાવ કહે છે. તે ઉપરથી એક કવિએ કહ્યું છે કે :-

બાવન ગામ દીયા કવિ ભૂખણકો,
મહારાજ શિવાજીએ રીઝી.--૬૨.
(વગેરે.)

એ કવિ મહારાજ શિવાજી પાસે ઇ૦ સ૦ ૧૬૬૪ થી ૧૬૮૦ સુધી રહ્યા હતા. આ કવિએ શિવરાજ ભૂષણ, શિવા સરોજ, ભૂષણ હજારા, ભૂષણ ઉલ્લાસ, દુષણ ઉલ્લાસ વગેરે કાવ્યો બનાવ્યાં છે. અલંકારમાં અને પીંગળમાં તેમની શક્તિ અબાધ હતી. ચિંતામણી, ભૂષણ, મતીરામ અને નીલકંઠ એ ચારે ભાઇઓ કવિ હતા. પ્રખ્યાત બિહારીદાસ કવિ એમનાજ વંશના કહેવાય છે.

જે બાવન કવિત ભૂષણે મહારાજ શિવાજી આગળ સંભળાવ્યાં હતાં. તેમાંનું કવિની શક્તિ બતાવવાને નમુના રૂપ કાવ્યઃ-

કવિત.

ઉંચે ઘોર મંદરકે,
અંદર રહેનેવાલી;
ઉંચે ઘોર મંદરકે,
અંદર રહાતી હય;
કુળ ફુલ ભોગ કરે,
કુળ ફુલ ભોગ કરે;
તીન બેર ખાતી સોહી,
તીન બેર ખાતી હય;
ભૂખન, શીતળ અંગ,
ભુખ, ન શીતળ અંગ;
બ્યંજન ડુલાતી સો,
વ્યંજન ડુલાતી હય;
ભૂખન ભનંત શિવરાજ,
વીર તેરે ત્રાસ;
નગન જનાતી સો,
નગન જનાતી હય.-૬૩.

અર્થ-(બાદશાહની બેગમો) જે ઉંચ ઘોર મંદીર-મોટા મહેલોમાં રહેવાવાળી હતી તે (શિવાજીના ત્રાસથી) ઉંચા ઘોર મંદિર-ઉંચી દીવાળવાળા ઘોર-કારાગ્રહ-કેદખાનામાં રહે છે.

જે સ્ત્રીઓ શોખથી ફુલફળ ખાતી તે હવે જંગલમાં ફળફુલ ઉપર નિર્વાહ કરે છે, જે સ્ત્રીઓ તીન બેર-ત્રણ વખત ખાતી તેને તીન બેર-ત્રણ બોર માત્ર ખાવાને મળે છે.

જે સ્ત્રીઓ ભૂષણ-વસ્ત્રાલંકાર પહેરીને ફરતી અને શરીરે ચંદન ચોપડીને શીતળ અંગ રાખતી હતી તેને ભૂખ, ન એટલે નથી. અથાત ભૂખ ઉડી ગઇ છે, અને ભૂખ અને ઠંડીથી તેનું અંગ શીતળ થઇ ગયું છે; જેના ઉપર બ્યંજન-વીંઝણા-પંખા ડુલતા હતા અર્થાત પંખાઓના પવન નંખાતા હતા, તેજ સ્ત્રીઓ બ્યંજન-વિના અંજન-અંજન રહીત-આંખમાં કાજળ આંજ્યા વગરજ ભટકે છે.

ભૂખણ કહે છે કે, હે શિવરાજ વીર તારા ધાકથી જે સ્ત્રીઓ નગન-કાળી નાગણી (ખુબસુરત ચોટલા વડે અથવા બેગમ હોવાના અહંકારથી) જણાતી હતી તેજ હવે નગન-નાગી જણાય છે.

દોહા.

(હેતુ અપન્હુતિ અલંકાર.)

શિવ સરજાકે કર લસે,
સો ન હોઇ કીરવાન;
ભુજ ભુજગેશ ભુજંગની,
ભખતી પૌન અરિપ્રાન.-૬૪.

અર્થ-શિવ સરજા (શિવાજી) ના હાથમાં જે ઝુકી રહી છે, તે કિરવાન-તરવાર નથી, પણ ભુજ જે ભુજગેસ-મણીધર નાગ જેવો છે, તેની અંરૂપે એ તરવાર જાણે ભુજંગની-નાગણી હોયની તેમ તે દુશ્મનના પ્રાણરૂપી વાયુનું ભક્ષણ કરે છે. (સાપને પવનભક્ષી કરીને ચાલકારો કહે છે.)

વળી ભુજગેશ-મહાદેવના હાથમાં રહેલી સર્પણીની માફક શિવજીના હાથમાં તે તરવાર શોભે છે.

## ૧૬. કુંજ.

દોહા.

ચાર ચતુષ્પદ ચાર ખગ,
ફુલ ચાર ફલ ચાર;
મોહનકો મિલને ચલી,
લે ભૃખુભાન કુમાર.—૬૫.

અર્થ—ભૃખુભાન રાજાની પુત્રી રાધિકા ચાર ચોપગાં, ચાર પક્ષી, ચાર ફુલ અને ચાર ફળ લઇને મોહન (શ્રી કૃષ્ણ)ને મળવાને ગઇ. એ શોળ વસ્તુ કઇ? (સાથે તો એક પણ નથી.)

ઉત્તર.

ગજ ગતિ કટી કેશરી,
મૃગશા નયણું સાર;
સસા જઇસી કોમળતા,
ચલી ચતુષ્પદ ચાર.
અરોહ ભમર સ્વર કોકિલા,
કંઠ કપોત ઉદાર;
ખંજન જઇસી ચપળતા,
ખગ લીએ સહુ ચાર.
મુખ કમળ ચંપક શ્રવન,
પેટ પોયણાકાર;
તીલ ફુલ જઇસી નાસિકા,
ફુલ લીએ સહુ ચાર.
સ્તન બિલ્વી દાડમ દશંત,
અધર બિંબાકાર;
ગુલ નારંગી બન રહી,
ફલ લિએ યહ ચાર.—૬૬.

અર્થ—તે રાધિકાજીની ગતિ-ચાલ હાથી જેવી મદમાતી હતી. કટી-કમર કેશરી-સિંહ જેવી પાતળી, એની આંખ મૃગ-હરણ જેવી ચપળ, ને તેની કોમળતા સસલાના જેવી હતી. એ રીતે હાથી, સિંહ, હરણ અને સસલું એ ચાર ચોપગાં જાનવર જાણે સાથે બાંધ્યાં હોયની, એવી રીતે અલંકાર રૂપ કવિ કલ્પના કરે છે.

તેની અરોહ-ભમરો ભમરાના જેવી કાળી, સ્વર કોકિલા-કોયલ જેવો મધુર, કંઠ-ગળાનો આકાર કપોત-હોલાના જેવો ખુબસુરત, તેની ચપળતા ખંજન-દીવાળીના ઘોલ્લા, (જે એક જગ્યાએ ઉભા રહેતા નથી) જેવી ચંચળ હતી. એ રીતે ભમરો, કોયલ, હોલો અને ખંજન એ ચાર પક્ષિઓ રાધિકાની સાથે અલંકાર રૂપે હતા.

તેનું મુખ કમળ સરખું કોમળ, શ્રવણ-કાન ચંપાના ફુલ જેવાં વિકાસીત, તેનું પેટ પોયણીના આકાર જેવું ગોળ, અને તેનું નાક તલના ફુલ જેવું ખુબસુરત હતું. એ રીતે કમળ, ચંપો, પોયણાં અને તલનું ફુલ એ ચાર ફુલો રાધિકાની સાથે અલંકાર રૂપે હતાં.

સ્તન જેનાં બિલ્લીનાં ફળ (બિલ્લાં) જેવા કઠોર, દાંત દાડમની કળી જેવા શ્વેત અને બારીક, અધર-હોઠ બીંબ-પાકા ઘીલોડાં જેવાં લાલ, અને બાલ નારંગી જેવા ગોળ હતા. એ રીતે બીલનું ફળ, દાડમ, ઘીલોડું અને નારંગી એ ચાર ફળ અલંકાર રૂપે રાધિકાની સાથે હોવાની કવિ કલ્પના કરે છે.

---

કવિ બિહારીએ એક ચમત્કારિક દુહો કહ્યો છે:—

દુહા.

કણ દેવો સોંપ્યો સુસર,
બહુ થુરહથી જાન;
રૂપ રહચટી લગ લગ્યો,
જાચક બોજુબ આન.—૬૭

એક વખતે જેપુરના મહારાજા સવાઇ જયસિંહે એક પ્રમાણિક દીવાનને પોતાના રાજની દીવાનગીરી આપી હતી. દીવાન ભલા પણ તેની ભલાઇનો લાભ તેનાં સગાંવહાલાંઓ કે જેમને રાજ્યમાં જુદા જુદા નાના મોટા ઓધા આપવામાં આવ્યા હતા, તેઓ રાજ્યમાં લાંચ રૂશ્વત ખાઇ રાજ્યનું ધન અને આવક પણ પચાવી પડવામાં લીધા. તે રીતે દીવાન પ્રમાણિક છતાં રાજ્યની આબાદી થતી નહોતી. કોઇને સમજ પડતી નહોતી કે, એમ થવાનું શું કારણ છે? એક સમયે ચિંતાતુર થએલા મહારાજે બિહારી કવિને આવી સ્થિતિ થવાનું કારણ પુછયું, તે ઉપરથી બિહારી કવિએ ઉપર લખેલો દોહરો તત્કાળ બનાવી મહારાજની આગળ કહી સંભળાવ્યો.

અર્થ—કણ—અનાજ ભીખારીઓને દાન તરીકે આપવાનું કામ સસરાએ પોતાના છોકરાની વહુ, બહુ થુરહથી—ઘણા નાજુક

હાથવાળી બેઇને સુપરત કર્યું, કે જેથી ના ના હાથની મુઠીમાં થોડું અનાજ સમાવાથી ભીખારીને વધુ અનાજ આપવું પડે નહીં.

તે વહુ રૂપ રહુચટી—પણીજ સ્વરૂપવાન હોવાથી અનાજ તો ભિક્ષામાં થોડું મળશે પણ તે ભિક્ષા આપનારી નાજનીનું સુંદર મુખ નિહાળી આંખ તો તૃપ્ત કરીશું, એવા ભાવથી એક પછી એક જેમ જેમ ભીખારીઓ સાંભળતા ગયા તેમ તેમ ભોજુગ—જાણે આખી દુનિઆના જાચક ભીખારીઓ અને બારણે ભીખ માગવાને એકઠા થવા લાગ્યા. એ રીતે અનાજનો ખર્ચ જે તે સસરો પોતના છોકરાની વહુને હાથે અપાવવાથી ઘટવાની ઉમેદ રાખતો હતો, તેને બદલે અસંખ્ય ભીખારીઓના આવવાથી એકદમ વધી ગયો.

સસરો, વહુ અને ભીખારીની હકીકત દીવાન, દીવાનના પ્રમાણીકપણાના વર્તાવ અને દીવાનનાં સગાંવહાલાંઓ જેઓ રાજ્યમાં નોકર થયા હતા અને જેઓને તે ગયો દીવાન સગાઇની શરમથી ઠપકો આપી શકતો ન હોતો અને છુંટ ચાલવા દેતો હતો તે તમામ સર્વાં, એ ત્રણેને સચોટ લાગુ પડે છે.

આ દોહરો સાંભળી મહારાજાએ દીવાન બદલવાનું શુભ પગલું તુરતજ અંગીકાર કરવાં રાજ્યમાં પાછી આબાદી વધતી ગઇ અને આપણા આ કવિને રાજ્ય કવિ બનાવી સરપાવો આપી બાપા બક્ષિસ કર્યા.

---

કુંજ ૧૭.

---

એક સમયે અકબર બાદશાહની એક રજપુત સ્ત્રી જે મહા વિદ્વાન હતી તેણે બાદશાહને કહ્યું કે:—બંદે નવાજ! આજે તો હથેલીમાં હાથી ડુબી ગયો. આ સાંભળી બાદશાહને હસવું આવ્યું, પણ પોતાની વિદ્વાન બેગમ ! બોલવામાં ભેદ હશે એવું વીચારી દરબારમાં જઇ પોતાના રાજ્યકવિ ગંગને નીચે પ્રમાણે દોહરો કહ્યો.

દોહું.

જીનકો ભાર અતોલ હે,<br>
પલભર સહ્યો ન જાય;<br>
શાહ પુછે કવિ ગંગકો,<br>
ક્યોં ડુબ્યો હથેલીકે માંય.—૬૮.

અર્થ—જેનું અતોલ વજન છે, અને પળભર પણ ઉંચકી શકાય નહી, (એવો જે હાથી) તે હે ગંગ કવિ હથેળીમાં શી રીતે ડુબી ગયો હશે?

આ દોહરો સાંભળતાંજ શીઘ્ર કવી ગંગે જરાવાર વિચાર કરી નીચે પ્રમાણે કાવ્ય કહી તે દોહરાનો જવાબ આપ્યો.

એક સમે સજયો શણગાર,<br>
પીયાકે કારન આનંદમેં એક<br>
રૈન ગુજારી;<br>
ભોર ભયો મુખ ધોવન લગી,<br>
ટીકી ખસી કરપેં લપટાની;<br>
વામેં ચીત્રામન થો ગજકો,<br>
અલ્પ બુદ્ધી હેયે નવ આની;<br>
કવિ ગંગ કહે સુનો શાહ અકબર,<br>
યે ડુબત હાથી હથેલીમેં પાની.—૬૯.

અર્થ—ગંગ કહે છે—એક વખતે શણગાર સજીને બેગમે પોતાના પ્રીય પતીને માટે આનંદમાં એક રાત્રી ગાળી; જ્યારે ભોર—સવાર થઇ ત્યારે તે સ્ત્રી મોઢું ધોવા બેઠી, તે વખતે કપાળમાં કરેલી ટીકી (ચાંદલો) ખસીને હાથમાં ચોંટી ગઇ. એ ટીકીમાં ગજ—હાથીનું ચિત્રામણ હતું, તે આછી બુદ્ધિ હૈયામાં વીચારી નહી. હે, બાદશાહ અકબર! સાંભળો કે એ પ્રમાણે હાથી હથેળીમાં પાણી હતું ને ડુબી ગયો. (ટીકીઓ હીંદુ સ્ત્રી કપાળમાં ચોઢે છે, તેમાં બાઇક અનેક તરેહનાં જાનવરોનાં ચિત્રો, સોનેરી રૂપેરી તારા વગેરે ચોઢેલા હોય છે. કંકુના ચાંદલાને બદલે એ કઇવાર ટીકીઓ ચોઢવાનો રીવાજ હોય છે.)

---

વિયોગ શૃંગાર.

દોહા—અમર કાવ્ય.

દ દી હુ ત્રી બકે દીન જો,<br>
બીતે દેખત રાહ;<br>
મનકી સબ મનમેં રહી,<br>
હૈયે લાગી લાહ.—૭૦.

અર્થ—એક સ્ત્રીનો સ્વામી પરદેશ ગયો હતો, તેની રાહ જોતાં જોતાં તે કહે છે કે દ=દશેરા; દી=દીવાળી; હુ=હુતાશની—હોળી; ત્રી—ત્રીજ એટલે શ્રાવણની ત્રીજ (જે દીવસે પતી પત્નીને હરેક કોલીથ કરી મળે છે.) બ—બળેવ; અર્થાત દશેરા, દીવાળી. હોળી, ત્રીજ, અને બળેવના દહાડા તો આ

લ્યા ગયા, અને મનની વાત મનમાં રહી અને હૈયામાં દાહ-બાળ બાકી રહી છે.
( સ્વામી પરદેશથી આવ્યા નહીં. )

---

દોહા-સમશ્યા.

રામે ન દીધી રાવણા,
 ભીમે ન દીધી ભગદંત;
શંકરે ન દીધી ત્રીપુરા,
 સોહી દીધી મુજ કંથ.—૭૧.

અર્થ-એક સ્ત્રીનો સ્વામી તેનાથી રીસાઇ ગયો હતો. અને રાત્રી સમયે તે સ્ત્રી સાથે બોલણું કર્યું નહી—તે ઉપરથી તે સ્ત્રી પોતાની સખીને કહે છે કે, જે વસ્તુ રામે રાવણને આપી નહી, ભીમે તેના શત્રુ ભગદંતને આપી નહી, અને મહાદેવે પોતાના શત્રુ ત્રીપુરા રાક્ષસને આપી નહોતી, તે વસ્તુ મારા સ્વામીએ મને (બધી રાત્રે) આપી. અર્થાત રામચંદ્રજી રાવણની સાથે સામી છાતીએ લડતા રહ્યા પણ પુંઠ આપી નહી ( એટલે પુંઠ ફેરવી તેઓ નાશી ગયા નહીં. ). ભીમ ભગદંતને પીઠ ન આપતાં સામા લડીને હરાવ્યો હતો, તેમજ મહાદેવે પણ ત્રીપુરાને પીઠ બતાવી નહોતી—તેજ પીઠ મારા ધણીએ મને આપી એટલે પુઠ ફેરવીને સુઇ રહ્યા, પણ મોંઢે બોલ્યા નહી.

---

ગુઢ દોહા.

શિવ સુત માતા નામકે,
 અક્ષર ચારસું સેત;
આદ અંત મિલાયકે,
 લીખરો કરો હમેશ.૭—૨.

અર્થ-શિવ—મહાદેવ; મહાદેવનો પુત્ર તે ગણેશ. અને ગણેશની માતા તે પાર્વતિ તેમાં ચાર અક્ષર સમાયલા છે. એ ચાર અક્ષરમાંના આદ—પહેલો; અને અંત—છેલો, મેળવીને એટલે પહેલો પા અને છેલ્લો (તી) એ બંનેને મેળવતાં પાતી થાય તે પાતી—પત્ર—કાગળ હમેશાં લખ્યા કરજો.

---

કુંજ ૧૮.

---

રાજનીતિનું વર્ણન કરતાં દેવીદાસ કવિ રાજાનો ધર્મ અને માળીનો ધર્મ એક સરખો બતાવે છે. તે કહે છે કે:—

કવિત્ત.

છોટે છોટે ગુલનકો,
 સુલનકી બાર કરે,
પાતરેસે પોદા પાની,
 પોખ કર પાલવો;
ફુલી ફુલ વાદનકો,
 ફુલ લાહે લેવો કરે,
ઘનો દરખત તેં એક,
 ઠોર તેં ઉકારવો;
નેને પરે પાયનમેં,
 ટેક દેદે ઉંચે કરે,
અત ઉંચે બઢ જાય,
 (તો) જરૂર કાટ ડારવો;
રાજનીત રાજનકો,
 માલીનકો દેવીદાસ,
ચાર ઘડી રાત રહે,
 ઇતનો બીચારવો.—૭૩.

અર્થ-જેમ માળી નાના ગુલન—ફુલના ઝાડને સુલન—કાંટાની, બાર—વાડ કરી તેનું રક્ષણ કરે છે, તેમ રાજાએ પણ ઉંચા ખાનદાનના નબીરાઓને રક્ષણ આપવું જોઇયે. જેમ તે માળી પાંદડાં વડે તે પોદા—છોડવાને તેનું પોષણ થાય તેમ પાણી પાય છે, તે પ્રમાણે રાજાએ પણ તે નબીરાઓને થોડું થોડું આપીને પણ તેઓને નીભાવી રાખવા જોઇએ. ( ઘડા વડે પાણી સીંચે તો તે નાના છોડવા દટાઇને મરી જાય તેથી પાંદડાં વડે પાણી પાય છે. ) બગીચો ફુલી જાય અને ફુલ ખીલે તો તે ફુલ માળી એકઠાં કરે છે, ( પણ કાચી કળીઓ તોડી લેતો નથી. ) તે પ્રમાણે રાજા પણ પોતાના દેશમાં વરસ આબાદ થાય અને દેશ ફુલી જાય એટલે લોકોના ઘરમાં પાક આવી જાય, તો તે ફુલરૂપી પાક રાજા એકઠો કરે છે. પણ કાચું એટલે પાકયું હોતું નથી તો જુલમ કરી લે નહી. એકજ જગ્યાએ ઘણાં ઝાડ પાસે પાસે ઉગી નીકળે તો તેને માળી ઉખેડી નાખે છે, અને છુટાં છુટા વાળી દે છે, તે પ્રમાણે પોતાના રાજ્યમાં એકજ કામના ઘણાં માણસો એકજ ખાતામાં ભરતી થયાં હોય તો રાજાએ તેઓને છુટા પાડી નાખી તેઓનું જોર નરમ પાડવું જોઇએ. નાના નાના છોડવા હોય તેને ટેકા આપીને માળી ઉંચા કરી ટટાર ઉભા રાખે છે,

તે પ્રમાણે રાજા પણ તેજસ્વી બાળકોને-અનાથોને મદદરૂપી ટેકો આપી રકાવી રાખે છે, કે જેથી ઉમરે પહોંચતાં તેઓ રાજ્યને સ્તંભરૂપ થઈ પડે. જો કોઈ ઝાડ બહુજ ઉંચું વધી જાય અર્થાત તેની એકાદ ડાળી એકદમ એક બાજુએ વધી જાય, તો તેને માળીએ જરૂર કાપી નાખવી જોઈએ. તે પ્રમાણે રાજાએ પણ પોતાનોજ કોઈ કારભારી સત્તામાં હદ ઉપરાંત વધી જાય તો તેની સત્તા એકદમ ઘટાડી નાખવી જોઈએ અથવા તેને મોકુફ કરી દેવો જોઈએ. રાજનીતી પ્રમાણે દેવીદાસ કવિ કહે છે કે રાજાએ અને માળીએ પાછલી ચાર ઘડી રાત રહે ત્યારે ઉપર લખેલી બાબતોનો વિચાર કરવો જોઈએ.

સવૈયા.

પાનીકે જંતુ કહા પહેછાનત,
ગ્રીખમકે તપકી બરદીકી;
કેસરકી કહા કરહે કીંમત,
હે ન પરીખ જહાં હરદીકી;
કાયરકો ન કછુ પરહેં કળ,
રન તરંગ મર્દા મરદીકી;
બેદરદી કહા જાનત હે,
જાનહીંગો દરદી દરદીકી.-૭૪.

અર્થ-પાણીમાં રહેનારાં જીવડાંઓ ઉન્હાળાના તાપની ગરમીને શું જાણે? જેને હળદરની કીંમત નથી તે કેશરની કીંમત શું કરી શકે? જે માણસ કાયર-બાયલો હોય તેને રણસંગ્રામમાં જે બહાદુરો મરદાઈ બતાવે છે, તેની કળ તેને શું પડે? જેને દરદ થયું નથી તે દરદની પીડા શું સમજી શકે? દરદી-રોગીની પીડા તો રોગીજ જાણે. (તેમ જેને વિરહનો સપાટો લાગ્યો હોય, તેજ તેની કીંમત કરી શકે.)

એક સ્ત્રીને એક કવિએ ચંદ્રમુખી કહીને બોલાવી, તે ઉપરથી તે સ્ત્રી બોલી ઉઠી કે:-

ગાથા.

રે રે ધીમણ મંદો,
મંદો કોય વદન ચાર ભાવીયં;
એયં કલા ચયાયં,
દીન દીન કલા બઢીયં અબલા.-૭૫.

અર્થ-રે! મંદ બુદ્ધિના કવિ, મારા મુખને ચંદ્ર સમાન ગણ્યું, એજ વિરૂદ્ધપણું છે. કારણકે ચંદ્રની કળા ક્ષયમાન છે એટલે દીવસે દીવસે ઘટતી જાય છે, મારે અબળા-સ્ત્રીના મુખની કળા તો દીન દીન વધતા જાય છે, એટલે વદનપ્રફુલ્લિત થતું જાય છે.

કુંજ ૧૯.

કેશવદાસ કવિ રાજા ઈંદ્રજીતના સમયમાં થયા છે. તેમનાં બનાવેલા કાવ્યો ઘણાં રસીક ગણાય છે. જેમકે :-

છપ્પય છંદ-(ચમત્કારી કાવ્ય.)

તજહુ જગત બીન ભુવન,
ભુવન તજ તીય બીન કીનો;
તીય તજ જીન સુખ હે,
સુખ તજ સંપતી હીનો.
સંપતી તજ બીન દાન,
દાન તજ જહાં ન બીપ્ર મતી;
બીપ્ર તજહી બીન ધર્મ,
ધર્મ તજીએ બીન ભુપતી.
તજ ભુપ ભુપી બીન,
ભુમી તજ દેહ દુર્ગ બીન જા બસી;
તજ દુર્ગસુ કેશવદાસ કવિ,
જહા ન પુંન જલ બસી.-૭૬.

આ કાવ્યમાં ખુબી એ છે કે ભુવન, તીય, સુખ, સંપતી, દાન, બીપ્ર, ધર્મ, ભુપ, ભુમી, દુર્ગ એ શબ્દોને બેવડી વાર લઈ કવીચાતુર્ય બતાવ્યું છે. કાર્ય કારણ ભાવ દર્શાવતાં જગતથી શરૂ કરી જળપર લાવીને કાવ્યને મુકયું છે.

અર્થ-જ્યાં આપણું ઘર નહી હોય તે જગત શું કામનું? જે ઘરમાં સ્ત્રી નહી હોય તે ઘર શા કામનું? જે સ્ત્રી સુખની દેનારી ન હોય તે નકામી. સુખ પણ સંપતી-ધન વગરનું શું કામનું? સંપતી હોય અને દાન ન દેવાય તે પણ શા કામની? બીપ્ર (બ્રહ્મચર્ય પાળનાર) જેવા સુપાત્રને દાન ન દેવાય તો તે શા કામનું? તેમજ ધર્મ વગરનો વીપ્ર તજવા યોગ્ય છે. ભુપતી વગર તે ધર્મ પણ કેમ શોભે, ભુમી વગરનો ભુપતી પણ નિરર્થક, તેમજ કિલ્લા વગરની ભુમી પણ શા કામની? અને જે કિલ્લામાં અથવા આસપાસ ખાઈમાં પુરું પાણી

ન હોય તે કિલ્લો પણ લેખામાં નહી, એમ કેશવદાસ કવિ કહે છે.

---

સમશ્યા.

ઉપન્યા જલકા જલમેં રહે,
આંખો દેખા ખુશરો કહે.—૭૭.

અર્થ—જલ—પ્રવાહીથી ઉત્પન્ન થયલું, અને જલમાં રહે છે, એ વસ્તુ ખુશરૂ કહે છે કે, મેં આંખ—આંખોથી અથવા આંખોમાં જોઇ છે, તે શું ?

આ સમશ્યાનો અર્થ પણ સમશ્યામાં રહેલા શબ્દમાંજ છે, જેમકે ઉપન્યા જલ કાજલમેં રહે. કાજલ એટલે મેસ : તે તેલમાંથી ઉત્પન્ન થાય છે, અને આંખોના પાણીમાંજ અંજન રૂપે રહે છે.

---

વૃંદ નામના કવિએ પ્રસ્તાવ અને ઉક્તિ દ્રષ્ટાંતના બહુ રસીક દોહરાઓ બનાવ્યા છે, જે હરેક પ્રસંગે પ્રસંગોપાત બોલવાથી અસર કરનારા હોય છે, જેમકે:—

દોહા.

પ્રાન તૃખાતુરકે રહે,
થોરેહુ જલદાન;
પીછે જલ ભર સહસ ઘટ,
ડારે મીલત ન પ્રાન.—૭૮.

અર્થ—તરસ્યા માણસનો પ્રાણ થોડું પાણી પાવાથી પણ બચી જાય છે, પણ એક વાર જીવ ગયા પછી હજાર ઘડા પાણી નાંખીએ તોપણ ગએલો પ્રાણ આવે નહી, સારાંશ કે સમયપર જે કરવું હોય તે કરવાથીજ કાર્યની સિધ્ધી થાય છે.

---

દોહા.

રહે સમીપ બડેનકે,
હોત બડો હીત મેલ;
સબહી જાનત બઢત હૈ,
બૃછ બરાબર વેલ.—૭૯.

અર્થ—મોટા માણસની સુસંબતમાં રહેવાથી પોતે પણ મોટો થાય છે, જેમકે બધા એ જાણે છે કે, જેટલું ઝાડ ઉંચું હોય છે, તેટલીજ ઉંચી તે ઝાડને આશ્રયે રહેનારી વેલ—વેલો પણ વધતી જાય છે. સારાંશ કે મોટા પુરૂષો પોતાની આસપાસ નાનાઓને લપેટાવા દઇ રક્ષણ આપે છે.

---

દોહા.

મધુર બચનતેં જાત મીટ,
ઉત્તમ જન અભીમાન;
તનક સીત જલસીં મીટે,
જૈસે દુધ ઉફાન.—૮૦.

અર્થ—ઉત્તમ પુરૂષનું અભીમાન એક મીઠા વચનથી ઉતરી જાય છે એટલે શાંત થઇ જાય છે; જેવી રીતે કે દુધમાં ઉભરો આવ્યો હોય તેમાં એક તનક—છાંટો ટાઢું પાણી નાંખવાથી તે ઉભરો બેસી જાય છે. એ પ્રમાણે લાયક પુરૂષને અભીમાન આવે નહી, અને આવે તો એક શબ્દ બોલતાં જતું રહે છે.

---

દોહા.

જો જીહીં કારજમેં કુશલ હૌં,
તીહીં ભેદ પ્રબીન;
નદ પ્રવાહમેં ગજ બહે,
ચઢે ઉલટ લઘુ મીન.—૮૧.

અર્થ—જે માણસ જે કાર્યમાં હોશીઆર હોય તેજ તેના ભેદમાં પણ પ્રવીણ હોય છે. જેમકે નદીના પ્રવાહ—પાણીના જોરમાં હાથી વહી જાય છે, ત્યારે નાની માછલી તેમાં ઉલટી એટલે પ્રવાહની સામે તરતી તરતી દોડી જાય છે. સારાંશ કે એક નાનો માણસ એક ધંધામાં ભેદ જાણવાથી પેદા કરે છે, અને તેજ ધંધામાં મોટો માણસ ઘણાં ફાંફાં મારતાં પણ ફાવતો નથી.

---

કુંજ. ૨૦.

---

ઇડર જીલ્લામાં દ્રાવીડ કરીને એક ગામ હતું. તેમાં એક ગરીબ બારોટ (ભાટ) રહેતા હતા. તેને રૂપનારાયણ, નવનીધ, ભીમ અને મુરલી એવાં નામના ચાર પુત્રો હતા. પીતાના મરણ પછી તેઓ પરદેશ ગયા. સરસ્વતિના તેઓ પુરા ભકત હતા. એક સમયે

દીલ્લી જઇ અકબર બાદશાહને મળવાના વિચારથી બીરબલની પાસે જઇ બોલ્યા કેઃ—

**દુહા.**

નામ સુન્યો બીરબલ હમે,
દેશ વીદેશ તુહાર;
યશ જાહીર જગમાંહી લખી,
યાચન આયે દ્વાર.—૮૨.

**અર્થ**—હે બીરબલ, અમે તમારૂં માત્ર નામજ દેશવિદેશમાં સાંભળ્યું નથી, પણ તમારો પ્રત્યક્ષ યશ જોઇને તમારે દરવાજે યાચના કરવા આવ્યા છીએ.

બીરબલે ખુશી થઇ, આગતાસ્વાગતા કરી પોતાને ત્યાં તે કવિઓને રાખ્યા. બીજે દીવસે મળવા જતાં આશિષ આપી બોલ્યા કેઃ—

**દુહા.**

મહીપર મેરૂ હે સસી,
સુરતપે અસુમાન;
તબલગ યા જુગ તુમ રહો,
બીરબલ સુઘર સુજાન.—૮૩.

**અર્થ**—જ્યાં સુધી પૃથ્વીપર મેરૂ પર્વત છે, અને આસમાનમાં ચંદ્ર અને સૂર્ય તપે છે, ત્યાં સુધી હે સુઘડ (હોશીઆર) અને બુદ્ધિવાન બીરબલ, આ જુગને વિષે આપ કાયમ રહો.

બીરબલ તે ચારે કવિઓને બાદશાહ પાસે લઇ ગયો. બાદશાહને જોતાં તેઓએ આશિષ આપી કહ્યું:—

**સવૈયા.**

હો સબ ભુપનકે સીર ભુપ,
અનુપ પરાક્રમ છાયો મહીમેં;
દેશ વીદેશ કીયે બલસોં બસ,
ધારી સુનીત પ્રતીતહી જીમેં;
દીલ્લીહી તખત તપો જુ અકબ્બર,
જોં લગ વાસવ ઇંદ્રપુરીમેં;
દેવ પેગંબર સાહે કરે,
ધરી કોવીદહુકી અસીસ જુહીમેં.—૮૪.

**અર્થ**—આપ રાજાઓના શીરતાજ છો. ઉપમા ન અપાય એવા પરાક્રમથી સૃષ્ટીમાં યશ મેળવ્યો છે; દેશ વિદેશ બળથી વશ કર્યા છે અને તેમ કરવામાં સુનીતિનો ભરોસો આપે ધારણ કર્યો છે. હે અકબ્બર, આપનું રાજ, જ્યાં સુધી ઇંદ્રપુરીમાં ઇંદ્ર તપે છે, ત્યાં સુધી તપો. અમો કવિની આશિષ છે કે આપને દેવ અને પેગંબર સહાય કરે.

ખુશી થએલા બાદશાહનો ઇશારો જોઇ ચાર અમુલ્ય મોતી બીરબલે પાનના બીડામાં મુકીને તે કવિઓને બક્ષ્યાં. કવિઓએ તે લઇ ચારે તરફ જોવા માંડ્યું. બાદશાહની કચેરીનો એવો ધારો હતો કે, કોઇ પણ માણસ સામી નજરે ન જોતાં આજુબાજુ જુએ તો છડીદાર તેને પ્રશ્ન પુછે. છડીદારે તે પ્રમાણે પુછ્યું કે, તમો ચારે તરફ શું જુઓ છો? કવિઓએ શીઘ્રતાથી કવિતા બનાવી હાજર જવાબ આપ્યો કેઃ—

**સવૈયા.**

ઉત્તર દચ્છન, પુરવ પછમ,
સંગહી સંગ ફીર્યો દિસી ચારો;
કાહુ મહીપકો માર્યો મર્યો ન,
રહ્યા ઘર બીચ ટર્યો નહી ટાર્યો;
રૂપ નારાયણ ભચતહી,
ચલ કોટીક ભુપહી નેન નીહાર્યો;
દીનકો દારૂન ગીર દરીદ્ર,
સો બલબીરકે બીરાને માર્યો.—૮૫.

**અર્થ**—હજુર. ડુંગર સમાન ગરીબ લોકોને બાળવાવાળી દરીદ્રતા, અમારી સાથે ઉત્તર, દક્ષિણ પૂર્વ અને પશ્ચિમ એમ ચારે દિશામાં ફરી (એમ કહી ચારે તરફ આંગળી કરી ચોમેર જોવાનું કારણ સંકેતમાં કહ્યું). એ દરિદ્રતાને મારવાને ઘણા રાજાઓને અરજ કરી, પણ મરી નહી. તેમજ ઘરમાં રહ્યા તો પણ ગરીબાઇ ટાળેલી ટળી નહી. રૂપનારાયણ કહે છે કે, કોટી રાજાઓનાં નેન નિહાળતાં પણ મરી નહી, તે દરિદ્રતા બીરબલના સકોમળ હાથના બળ વડે મરી ગઇ, માટે તે દરિદ્રતા કઇ તરફ નાસી ગઇ તે જોવા માટે અમે આસપાસ દ્રષ્ટિ ફેરવી હતી.

આ સાંભળી બાદશાહ બહુ ખુશી થયા અને આજ્ઞા કરી કે, તમો રોજ કચેરીમાં આવજો.

---

## સમશ્યા.

એક સ્ત્રીએ બજારમાં જઈ એક અનાજના દુકાનદારને પુછયું:-

**સ્ત્રી**-શ્યામ બદન, મુખ ઉજવળ કિતે?
**કણીયો**-રાવણ શિશ મંદોદરી જીતે.
**સ્ત્રી**-હનુમાનકા તાત બુલાકર લીજે,
**કણીયો**-તબતો રામપીતા બુલાકર દીજે.-૮૬.

**અર્થ**-એક સ્ત્રી અનાજ ખરીદવાને ગઈ, તેણે કણીયાને પુછયું કે, શ્યામ બદન-કાળા શરીરવાળા અને ઉજળા મુખવાળા તે અડદ; કીતે-શું ભાવથી આપે છે, એટલે કેટલા આપ્યા? કણીયાએ કહ્યું કે, રાવણનાં માથાં દસ અને મંદોદરીનું એક મળી અગીઆર; એટલે અગીઆર શેરના આપ્યા. તે સ્ત્રીએ કહ્યું ઠીક, પણ હનુમાનનો તાત-બાપ એટલે હનુમાનનો બાપ જે વાયુ-પવન તેને બોલાવીને લઈશ. એટલે સુપડાં વડે પવન નાંખીને અર્થાત ઝાટકીને લઈશ. તો તે કણીઆએ જવાબ દીધો કે, ત્યારે તો રામપીતા-દશરથને બોલાવીને આપીશ. અર્થાત ફક્ત દસ શેરનાજ આપીશ.

---

## વૈરાગ્ય રસ.

શ્રી આનંદઘનજી નામના એક જૈન સાધુ કવિ એક ઘડીયાળીને ઘડીયાળ વગાડતો સાંભળીને તેને સંબોધીને કહે છે:-

રે ઘરીયારી બાઉરે,
મત ઘરીય બજાવે;
નર સીર બાંધત પાઘરી,
તું કયા ઘરી બજાવે.-૮૭.

**અર્થ**-હે, બાઉરા-ભોળા ઘડીઆળી, તું ઘડી વગાડીશ નહી, કારણકે પુરૂષો માથાપર પાઘરી-પાઘડી બાંધી એવું સુચવે છે કે, પા+ઘડી એટલે એક ઘડીનો ચોથો ભાગ "પા ઘડી" તો માથા પર ઉભેલી છે અને પા પા ઘડી વગાડે છે અને તું તો એક એક ઘડીએ ઘડી ગયાની યાદ આપે છે. અર્થાત માથે કાળચક્ર ફરે છે, તે પાઘડી હમેશાં સુચવે છે.

---

## કુંજ ૨૧.

---

## ડીંગલ.

રંગીકુ નારંગી કેવે,
આતીકો કહે નાવ;
ચલતીકો કહે ગાડી,
એસી દુનીઆ આડી;
મીઠેકો બુરા કેવે,
ખારેકો કહે મીઠા;
પાલીકો કહે વાઢી,
એસી દુનીઆ આડી;
વાઢીકો પાલી કહે,
કરનેકો નોકર કહે;
સાફી જો રહે ગંદી,
એસી દુનીઆ અંધી.-૮૮.

**અર્થ**-નારંગીનો રંગ બહુ ખુબસુરત છે તે છતાં, તે નારંગી (રંગ વગરની) કહે છે. નાવ=હોડી જે ચાલી આવે છે, તેને ના, આવ (નહીં આવતી) હોય એમ કહે છે. ગાડી જે હમેશાં ચાલે છે, તેને ગાડી=દાટેલી=સ્થીર કહે છે. એ મુજબ દુનીઆ આડી વાણી બોલે છે. બુરૂં (ખાંડનુ) મીઠું હોવા છતાં, તેને બુરૂં (ખરાબ) કહે છે, મીઠું (નીમક) ખારૂં હોવા છતાં તેને મીઠું કહે છે. વાઢી જેમાં ઘી ભરીને પીરસે છે, તે ઘી પાલન પોષણ કરે છે, છતાં તેને વાઢી=વાઢી નાંખનારી=કાપી નાંખનારી કરીને કહે છે; એવી ઉલટી દુનીઆ છે. પાળી=છરી=ચકુ, જે વાઢી નાંખે છે, તેને પાળી=પાળનારી કરીને કહે છે. નોકર માણસ જે ઘણું કામ કરે છે, તેને નો, કર=નહી કરવાવાળો કરીને કહે છે. અને ચલમ પીવાની સાફી જે બહુજ ગંદી-મેલી રહે છે, તેને સાફી એટલે સફાઈદાર-ઉજળી કરીને કહે છે. એવી દુનીઆ આંધળીજ હોયની એમ એક ડીંગલના કવિ કલ્પના કરે છે.

---

કબીરજી કહે છે કે:-

## વૈરાગ્ય-સાખી.

ચાહ ઘટી ચિંત્તા ગઈ,
મનુવા બે પરવાહ;
જીનકો કછુ ન ચાહીયે,
સો શાહનપતી શાહ.-૮૯.

**અર્થ**–માયા ઘટી ગઇ કે દીલની ચિંતા મટી ગઇ, અને મન બેપરવા બની ગયું. જે મનુષ્યને કંઇ પણ મેળવવાની ઇચ્છા નથી અર્થાત સંતોષ છે, તે શાહનપતી જે મહાન બાદશાહ તેનો પણ શાહ છે, એટલે બાદશાહોનો બાદશાહ છે.

---

કબીરજી દયા વિષે કહે છે કે :–

**સાખી.**

દયા કૌન પર કીજીએ,
કહા પર નીરદે હોય;
સાંઇકે સબ જીવ હૈ,
કીડી કુંજર સોય.—૯૦.

બકરી પાતી ખાતહે,
તાકી કાઢી ખાલ;
જો બકરીકો ખાતહૈ,
તીનકો કૌન હવાલ.–૯૧.

**અર્થ**–દયા કોનાપર કરવી અને નીર્દયતા વળી કોનાપર કરવી એટલે નીર્દયી કોનાપર થવું ? કારણકે કીડીથી કુંજર–હાથી સુધી સર્વે જીવો સાંઇ (પ્રભુ) નાજ છે. અર્થાત સર્વેપર દયા કરવી.

બકરી પાતી (પાંદડાં) ખાય છે, તોપણ તેની ખાલ એટલે ચામડી (કસાઇઓ) ઉખેડી કાઢે છે, તો જેઓ એ બકરીનેજ ખાય છે, તેઓનો શું હવાલ ? પાંદડું એમાં પણ જીવ છે, અને એટલો નાનો જીવ (વનસ્પતી) ખાતાં તેને એ સજા મળે છે કે તેની ખાલ ખેંચી કાઢવામાં આવે છે તો–

---

**એકાર્થી.**

એક પાટીદાર–કણબી શ્રી ભાવનગર દરબારમાં બેઠા હતા, તે વખતે મહારાજે કવિને કહ્યું કે પાટીદારનાં વખાણ પણ થઇ શકે ? કવિ બોલ્યા :–

ખેડુ, ઘોડો, ખાટલો,
નીશાળીઓ સરદાર;
શોભે પાંચે આપથી,
જો પંડે પાટીદાર.–૯૨.

**અર્થ**–ખેડુત, ઘોડો, ખાટલો, વિદ્યાર્થી અને સરદાર–જમીનદાર એ પાંચ પંડે પાટીદાર હોય તોજ શોભે છે. કારણકે ખેડુત પાટી=જમીન વડે શોભે છે; ઘોડો, પાટી=પટી=દોડ વડે શોભે છે, ખાટલો, પાટી=નીવાર વડે શોભે છે; નીશાળીઓ પાટી=સ્લેટ વડે શોભે છે; સરદાર, પાટી=ભાયાતો વડે શોભે છે. અર્થાત એ સર્વેમાં આ **પાટીદાર**–કણબીની જરૂર પડે છે.

---

**ઘણાં પ્રશ્નોનો એકજ જવાબ.**

ગુરૂ શિષ્યનો સંવાદ.

શિષ્ય પુછે છે:–

પાન સડે, ઘોડા અડે,
બિદ્યા બીસર જાય;
ચુલેપર રોટી જલે,
કહો ગુરૂ એ ન્યાય.–૯૩.

ગુરૂ કહે છે. બચ્ચા, **ફેરીબીન** (ચારે પ્રશ્નનો એક ઉત્તર.)

**અર્થ**–**ફેરીબીન** એટલે ફેરવ્યા વગર પાન સડી જાય છે, ઘોડો પણ ફેરવ્યા વગર એટલે બાંધેલો રાખવાથી બગડી જાય છે. વિદ્યા ફેરી વગર એટલે પુસ્તકનાં પાનાં ફેરવ્યા વગર ભુલી જવાય છે, તેમજ ચુલાપર રોટી પણ ફેરી વગર–ફેરવ્યા–ઉથલાવ્યા વગર બળી જાય છે.

---

એજ પ્રમાણે–

શિષ્ય પુછે છે:–

ઉંચી મેડી, કચરો ઘણો,
વહુવર રીસાઇ જાય;

સોળે શણગાર શોભે નહી,
કહો ગુરૂ એ ન્યાય.–૯૪.

ગુરૂ કહે છે–બચ્ચા, **બારીબીન** –(ચારે પ્રશ્નનો એકજ ઉત્તર.)

**અર્થ**–ઉંચી મેડી બારી=ખડકી વગર શોભે નહી; બારીબીન=વાળ્યા વગર કચરો ઘણો થઇ પડે છે. વહુવર પણ બારી=વાર્યા વગર રીસાઇ જાય છે અને સોળ શણગાર કોઇ સ્ત્રીએ સજ્યા હોય પણ બારી=વાળી વગર શોભે નહી.

---

વળી—શિષ્ય પુછે છે:-

પાની ફાટી પાંવકી,
ગરાસ પરઘર જાય;
કબુતર બનમેં ફીરે,
કહો ગુરૂ એ ન્યાય.—૯૫.

ગુરૂ કહે છે—બચ્ચા, **જોડીબીન** (ત્રણે પ્રશ્નનો એક ઉત્તર.)

**અર્થ**—જોડી=પગરખાં વગર પગની પાની ફાટી જાય છે, ભાઇની જોડી વગર ગરાસ પારકે ઘર જતો રહે છે, જોડી વગરનું કબુતર પણ વનમાં રખડતું ફરે છે.

---

**કુંજ ૨૨.**

---

**ગુઢ કાવ્ય.**

બાર સરોવર, તેર હંસ,
ખટ યાત્રક, નવ મોર;
રાધીકાકે બદનપેં,
ચાલીસ ઇતિ ચોર.—૯૬.

**અર્થ**—રાધીકા (કૃષ્ણની સ્ત્રી) એવી વૃત્તધારી છે કે બાર સરોવર=વરસની બાર અમાવાસ્યા, તેર હંસ=તેર વ્યતીપાત, ખટ યાત્રક=છ મોટા પર્વના દીવસ (દીવાળી, હોળી, અક્ષયત્રીજ, બળેવ, દસેરા, ઉતરાયણ, એ છ પર્વ) પાળે છે, અને નવ મોર=નવ રાત્રીના નવ દીવસ; એ બધા મળી ચાલીસ દીવસ વૃત્ત, શીયળ આદી પાળે છે. એ કાવ્યમાં એક ગુઢાર્થ નીકળે છે, જેમકે,—

**સરોવર બહાર, તારો હંસ (સ્વામી) ચતુર શ્રી કૃષ્ણ ખટ યાત્રક એટલે ચાલીને આવે છે.**

* **નોટ—એ કાવ્યનો ઉંડો ચમત્કારી અર્થ મહાંતર સાથે આગળ આવશે.**

**ચમત્કારી કાવ્ય.**

મુસાપર સાંપ રાખે,
સાંપપર મોર રાખે,
બેલપર સીંઘ રાખે,
વાકે કહા ભીત હે.
પુતનપે ભુત રાખે,
ભુતપેં ભભુત રાખે,
ગજમુખપેં ખટમુખ રાખે,
સોહી જગ જીત હે.
કામપેં વામ રાખે,
બીખપેં અમૃત રાખે,
આગપેં પાની રાખે,
યહી બડી રીત હે.
દેખો દેવીદાસ, જ્ઞાની,
શંકરકી સાવધાની,
સબેં બાત લાયક હેં,
પેં રાખે રાજનીત હે.—૯૭.

**અર્થ**—એકવાર મહાદેવ સર્વ મંડળ સાથે બેઠા છે. પોતાના પુત્ર ગણપતી અને તેનું વાહન ઉંદર એક તરફ છે, બીજા પુત્ર કાર્તીકસ્વામી જેને છ મોઢાં છે, તેઓ પોતાના વાહન મોર સહીત બીરાજમાન છે. સતી પાવતી તેના વાહન સિંહ સાથે બેઠાં છે, પોતે ભભુત લગાવી છે, સર્પ વીંટળાયલા છે, ત્રીલોચન બળી રહ્યું છે, માથા ઉપર ચંદ્ર શોભી રહ્યો છે, ઝેરથી ગળું લીલું છે, માથાપરથી ગંગા નદી વહી રહી છે, અને ભુતાવળ આસપાસ વીંટળાઇ રહી છે; પાસે નંદી—બળદ (શિવનું વાહન) બેઠો છે. આવું અદભુત સ્વરૂપ જોઇ દેવીદાસ કવિને રાજનીતિનું ભાન થાય છે અને કહે છે કે:—

ઉંદર અને સર્પને વેર, તેથી તે ઉંદરના ઉપર દાબરૂપે સર્પને રાખે છે, વળી સાપ અને મોરને વેર, તે સાપની ઉપર મોરને રાખે છે. વળી બળદનો વેરી સિંહ તેને પણ પાસે રાખ્યો છે, તે શંકરને શું ડર હોય?

પુત્રોને ડરાવનારા ભુતો પાસેજ છે, ભુતોને નસાડનારી ભભુતી પણ શરીરે ચોળી છે, ગજના મોંઢાના ગણપતી ઉપર છ મુખના કાર્તીકસ્વામી દાબરૂપે રાખી રહ્યા છે, તેથી

એ શંકર જગતને જીતનારા છે.

શંકરે કામને બાળી મુકયો, તેની સાથે વળી સ્ત્રીને પાસે રાખે છે, સમુદ્રમાંથી નીકળેલું ઝેર પીધાથી લીલો કંઠ થઇ ગયો છે, તે ઝેરને મારનાર અમૃત એટલે ચંદ્રમા ઉપરજ રાખે છે. ત્રીલોચન જે અગ્નિ તેને ઓલવી નાંખનાર જળ તે ગંગારૂપે માથાપરજ રાખી રહ્યા છે.

શંકર કેવા જ્ઞાની છે અને તેમની સાવચેતી કેવી છે કે ઉપર જણાવેલા એકબીજાના વેરી અને વિરોધીઓને સાચવીને પાસે ને પાસેજ રાખી ઉત્તમ પ્રકારે રાજનીતી ચલાવી રહ્યા છે.

---

### સમસ્યા.

#### દોહા.

શ્યામ બરન પીતાંબર કાંધે,
મુરલીધર નહી હોય;
બીન મુરલી બહુ નાદ કરત હૈ,
બીરલા બુઝે કોય.—૯૮.

**અર્થ**—એવી કઇ વસ્તુ છે કે જેનો રંગ શ્રી કૃષ્ણ જેવો કાળો હોવા છતાં, અને ખાંધ ઉપ પીળું વસ્ત્ર શ્રી કૃષ્ણની પેઠે ઓઢેલું છતાં, મુરલીધર (કૃષ્ણ) નથી. વળી તેની પાસે મોરલી તો છે નહી પણ મોરલીના જેવો નાદ—અવાજ કરે છે, તે વસ્તુને કોઇ વીરલાઓજ જાણી શકે. એ સમસ્યાનો ઉત્તર **ભમરો** થાય છે. ભમરો કાળો છે, તેના સ્કંધ પીળા હોય છે, વળી તે ગુંજારવ મોરલીના અવાજની પેઠે કરે છે.

---

જે વખતે સીતાજીને રાવણ હરી ગયો, ત્યારે મંદોદરીએ રાવણને બહુ સમજાવ્યો કે જો સીતા—જાનકીને છોડશો નહી તો આપણી લંકા, શતઅંગ, દેવ, કુંભકર્ણ, મેઘનાદ, સમુદ્ર, સુવર્ણકોટ, સૈન્ય, શીર, અને હાથ એટલુંજ નહી પણ આપનો જાન પણ રામચંદ્ર લઇ લેશે. તે ઉપરથી રૌદ્રરસમાં મગ્ન થએલો રાવણ આ પ્રમાણે કહે છે :—

જાન દેહોં લંક સબ,
અંગ શત જાન દેહોં,
જાન દેહોં દેવ જે તે,
દેવ બંધીખાનકી.
જાન દેહોં બારનીદ,
કનકબર જાન દેહોં,
જાન દેહોં સૈના સબ,
શંભુ રાજધાનકી.
જાન દેહોં કુંભકર્ણ,
મેઘનાદ જાન દેહોં,
જાન દેહોં રાની સબ,
સુંદર ગુનખાનકી.
જાન દેહોં સીસ દસ,
બીસ ભુજ જાન દેહોં,
જાન દેહોં જાન પેં,
નજાન દેહોં જાનકી.—૯૯.

**અર્થ**—જાન દેહોં=જવા દઇશ. અર્થાત આખી લંકા જવા દઇશ, શત અંગરક્ષક જવા દઇશ, બંધીખાનામાં પુરેલા સર્વે દેવો ને જવા દઇશ, બારનીદ=સમુદ્ર કે જેનો હું રાજા છું. તે જવા દઇશ, કનકબર=સુંનાનો લંકાનો કોટ જવા દઇશ, શંભુની રાજધાની જે લંકા તેનું તમામ સૈન્ય મરવા દઇશ. મારા ભાઇ કુંભકર્ણને મરવા દઇશ, મારા પુત્ર મેઘનાદને જતો કરીશ, ગુણના સમુદ્ર જેવી તમામ રાણીઓને જવા દઇશ, મારાં દસ માથાં જવા દઇશ, મારા વીસ હાથ જતા કરીશ, આખરે મારો જાન પણ જવા દઇશ. પણ જાનકીને તો નહી જવા દઉં તે નહીજ.

આ કાવ્યની છેલી કડીમાં

**જાન દેહોં જાન પેં ન જાન દેહોં જાનકી.**

એ ઝમક અચ્છી રમુજ આપે છે.

---

### કુંજ. ૨૩.

---

રાધીકાનું વર્ણન કરતાં એક દુતી શ્રી કૃષ્ણને કહે છે. શબ્દોની રચના આ કાવ્યમાં ખુબીથી ગોઠવી છે.

**કવિત્ત.**

બેનનકી બાગેશ્વરી,
  નેનનકી એનવધુ,
મેનનકી એન સુખ,
  દેનકી ચિંતામની;
તાનનકી સિંધુ, અભી–
  માનની જુધેશ બંધુ,
અંગ અંગ સોહેં દુતી,
  ચંચલાઇ દામીની;
ગોનનકી હંસ મુખ,
  જોંનનકી ચંદ અંસ,
ટોનનકી કારનસું,
  દેખીયે જું કામીની;
સુનો નંદ નંદ પ્રભા,
  કહાં ધોં બતાય કહોં,
ભાયેં ન નીહારે વહ,
  ભવજુકી ભામીની.–૧૦૦.

**અર્થ**–દુતી કહે છે:–વચન બોલવામાં વાગેશ્વરી–સરસ્વતિ જેવી, આંખોની ચપળતામાં એન–મૃગની સ્ત્રી તે મૃગલી–હરણી જેવી, જાણે મેનન–કામદેવનું સ્થાન હોયની એવી, અને સુખ આપવામાં ચિંત્તામણી રત્ન જેવી. રાગતાન ગાવામાં સમુદ્ર જેવી, અભીમાન ધરવામાં જુધેશ જે અર્જુન તેના ભાઇ દુર્યોધન જેવી, જેનું દરેક અંગ કાંત્તિથી ભરપૂર છે, અને જેની ચપળતા દામીનિ–વિજળીના જેવી છે.

ચાલવામાં અથવા ગુણમાં હંસ સરખી, મુખાકૃતિમાં ચંદ્રની કળા સરખી, મોહમંત્રના કારણ જેવી તે કામની–રાધિકા શોભે છે. હે નંદના નંદ! શ્રી કૃષ્ણ, તમો સાંભળો, તેની શોભા હું કયાંસુધી વર્ણવું? જો એકવાર રાધિકાજીને જોઇ અને તે પછી ભવજુ–શ્રી શંકરની સ્ત્રી પાર્વતિ પણ ધ્યાનમાં ઉતરે નહીં.

---

શ્રી કૃષ્ણની આઠ ગોપીઓ શ્રી કૃષ્ણ પાસે જઇ જુદી જુદી વસ્તુ માંગવા લાગી, અને તે સર્વે માગણીઓનો એકજ ઉત્તર શ્રી કૃષ્ણે આપ્યો, તેમાં કાવએ શબ્દજ્ઞાનનુ મહા ચાતુર્ય બતાવ્યું છે. જેમ કે:–

ચાતુર કનૈયા જયુંપેં,
  મીલ આઇ બાલ સાથ,
માગત હે મહારાજ,
  મોહે કછુ દીજીએ;
ફુલ દીઓ, ગોદ દીઓ,
  નાકતેં પેનાવ મોતી,
પાનહુકી પાતરી,
  હુતાશ પ્યાસ લીજીએ;
ઉંચેહી ઝરૂખ સો તો,
  મોહેકો બેઠાવ લાલ,
રત્વન્તી નારીપેં ચલો,
  તાકો સંગ કીજીએ;
"બારી" નહીયેં મોહન,
  મનમેં બીચાર દેખો,
ઐસો બુદ્ધવંત નર,
  કૈસે બસ કીજીએ.–૧૦૧.

**અર્થ**–ચતુર શ્રી કૃષ્ણ પાસે બાળ ગોપીઓ એકઠી મળીને આવી અને માંગવા લાગી, હે મહારાજ! હમને કંઇ આપો. એક કહે છે–ફુલ આપો; બીજી કહે છે–ખોળામાં બેસવા દો; ત્રીજી કહે છે–નાકમાં મોતી પહેરાવો; ચોથી કહે છે–પાનની બીડી આપો; પાંચમી કહે છે–મને અગ્નિ તાપવા આપો; છઠ્ઠી કહે છે–મને તરસ લાગી છે; સાતમી કહે છે–હે લાલ, મને ઉંચે ઝરૂખે બેસાડો; આઠમી કહે છે–ચાલો રતવંતી નારીને મહેલે અને તેનો આજે સંગ કરીએ.

મોહન–શ્રી કૃષ્ણે વિચાર કરી જવાબ દીધો:—

"બારી–બાલી નથી," રી અને લી બંને સંભળાય એવો ઉચ્ચાર કર્યો.

એ શબ્દનો અર્થ પહેલી ગોપી એમ સમજી કે હું ફુલ માંગું છું, તેનો જવાબ એવો મળ્યો કે બારી–વાડી નથી તો કયાંથી

લાવીને આપું ? બીજી એમ સમજી કે **બાલી** નાની ઉમરની નથી કે ખોળામાં બે સાડું. ત્રીજી એમ સમજી કે **બાલી**–વાળી નથી તો મોતી શામાં પરોવીને નાકમાં પેહેરાવું ? ચોથી એમ સમજી કે પાનની બીડી **બાલી**–વાળેલી તૈયાર નથી. પાંચમી એમ સમજી કે **બારી**–બાળી–સળગાવી–અગ્નિ સળગાવેલી નથી કે તાપવા આપું. છઠ્ઠી એમ સમજી કે બારી–વારી–પાણી નથી કે તરસ મીટાડું. સાતમી એમ સમજી કે **બારી**–ખડકી નથી તો ઉંચે ઝરૂખે શી રીતે બેસાડું? અને આઠમી એમ સમજી કે–બારી–વારી–રતવંતી નારીની વારી નથી–અને વારી વગર તેને મેહેલે કેમ જવાય ?

એ પ્રમાણે માત્ર એકજ શબ્દમાં ઉત્તર આપી આઠે ગોપીઓને સમજાવી દીધી તો એવા બુદ્ધિવંત પુરૂષને કેવી રીતે વશ કરી શકાય ?

---

**સમસ્યા.**

આધા ભકતન મુખ બસે,
આધા ગુનીયન સાથ,
વાહી પંસારી દેત હૈ,
પુડી બાંધકે હાથ.–૧૦૨.

**અર્થ**–એવી કઇ વસ્તુ છે કે જેનો અરધો ભાગ ભકતના મ્હોંમાં વસે છે, અને બાકીનો અરધો ગુનીયન–ગવૈયાની સાથે રહે છે, વળી તે વસ્તુ એવી છે કે જેને પડીકું બાંધીને ગાંધી હાથમાં આપે છે. તે વસ્તુ **હરતાલ** છે. હર+તાલ=હરીનું નામ ભકતના મ્હોંમાં; તાલ ગવૈયાની પાસે–તે હરતાલ;–જેને ગુજરાતમાં હડતાળ કહે છે.

---

## ૨૪. કુંજ.

---

એક સુમ–કંજુસ માણુસ લક્ષ્મિ–ધનને કેવું વહાલું ગણે છે, અને તેને ખરચવા ચહાતો નથી, તેને માટે એક કવિ નીચેનું રમુજી–રસિક કાવ્ય કહે છે:—

દાતા ઘર જાતી જોપેં,
કદર ન જાની જાતી,
આઇ તું ભલે ઘર,
બધાઇ બંટ વાવરી;
ખાને દરખાને તહખાને,
બીચ બાસ કર,
હોય ના ઉદાસ તું,
બધાય ચિત્ત બાવરી;
ખાઉં ના, ખવાઉં ના,
મર જાય તો સીખાય જાઉં,
પુત્રને યા પૌત્રને,
મું અપનો સ્વભાવરી;
છાંડ ડર મેરે પાસ,
દમરી ન દેહુ કાસું,
સુમ કહે સંપત્તિસું,
તું બેઠી ગીત ગાવરી.–૧૦૩.

**અર્થ**—કંજુસ માણુસ લક્ષ્મિને કહે છે કે, જો તું દાતારને ઘેર જતે તો તે તારી કદર કરતે નહી. માટે તું મારે ઘેર ભલે આવી. અને તેથી હું તારી વધાઇ વહેંચું છું.

ખાનામાં, દરખાના–અંદરના ખાનામાં, તહખાના–ભોંયરામાં તું તારો **વાસ** કર એટલે તને ભોંયરામાં સંઘરીને રાખીશ. તું ઉદાસ નહી થા; હે બાવરી–ગાંડી ! તું તારૂં ચિત્ત વધારીને મારે ત્યાં રહે.

હું તને ખાઇશ નહી. તને કોઇ પાસે ખવડાવીશ નહીં અને મરી જઇશ તો મારા પુત્ર અથવા પૌત્રને શીખવીને જઇશ કે મારો આ મુજબ (નહી વાપરવાનો) સ્વભાવ છે, અને તે પ્રમાણે તમારે પણ વર્તવું.

તું તારો ડર છોડી દે અને મારી પાસેજ રહે, કોઇને હું તારામાંથી એક દમડી પણ આપીશ નહી. સુમ–કંજુસ, સંપત્તિ–લક્ષ્મી–(ધન) ને કહે છે કે, તું બેઠાં બેઠાં મારે ત્યાં ગીત ગાયા કર, એટલે તને હું કાઢી મુકીશ નહી.

---

**સમસ્યા.**

નારી બુલાઇ, ખરચે દામ,
તન ગોરો ઔર અભરન શ્યામ;
આવતહી પરદેશ સિધારી,
પહુંચી જહાં ભઇ અતી પ્યારી;
ભરી ગઇ રીતે બહે આઇ,
તબ વહ નારી પુરૂષ કહાઇ.–૧૦૪.

**અર્થ**—આ સમસ્યાનો ઉત્તર હુંડી થાય છે. હુંડી પૈસા ખરચીને બોલાવવા–લેવામાં આવે છે, તેનું શરીર ગોરૂં (કાગળ સફેદ હોય છે તેથી) અને આભરણ–ઘરેણાં કાળાં હોય છે (અક્ષર કાળા હોય છે તેથી.) હુંડી આવતાંજ પરદેશ મોકલવામાં આવે છે. જે જગ્યાએ પહોંચે ત્યાં હુંડી વહાલીજ લાગે છે, (કારણ તેનો દેખાડ કર્યાથી રૂપીઆ મળે છે.) જે રીતે ગઇ તે રીતે ભરપાઇ થઇને તે પાછી આવે છે. અને પાછી આવે ત્યારે તે હુંડીનું નારી જાતીનું નામ બદલાઇને નર થાય છે, એટલે હુંડી હવે ખોખું કરીને કહેવાય છે. (હિંદી ભાષામાં ખોખા એ નર જાતીનો શબ્દ છે. એ ભાષામાં નાન્યતર જાતીજ નથી.)

---

**કવિત્ત.**

**અમર કાવ્ય**—વીર શૃંગાર સંયુક્ત.

સુનો યારો હાલ કહું,
  ગયા મેં જંગલ બીચ,
ગીરી, પાન, ખીન,
  તરૂ, સર લહરાતાથા;
ફુલ, ફલ, શેર, હંસ,
  હીરન, હસતી, નાગ,
પરંદ અનેક દેખે,
  મુજે વો ડરાતાથા;
નાગકો પંપોલ લીયા,
  વ શેરકો દબા લીયા,
હાથીપેં ઝપટ કીઆ,
  પરંદકો ઉડાતાથા;
ફલકો પકર લીયા,
  કોહુકકો ભખ લીયા,
અમર શૂર દીખાયા,
  પલ પલ નચાતાથા.—૧૦૫.

**અર્થ**—આ કાવ્ય શૃંગારરસનું છે, પણ બહારથી દેખાવ વીરરસનો છે. એક શિકારી જાણે શિકારે નીકળ્યો હોય તેમ જંગલનું વર્ણન કરે છે.

અમર (અમરચંદ) કહે છે કે સ્ત્રીરૂપી જંગલની કુંજમાં સ્તનરૂપી પહાડ, પેટ રૂપી પોયણીનું પાન, કક્ષરૂપી ખીન, જાંગરૂપી કદલી–કેલ વૃક્ષ, નાભીરૂપી સરોવર, લહેર ખાતું હતું. કમલ સમાન મોઢું, તલના ફુલ સમાન નાક, ચંપાનાં ફુલ સમાન કાન, વગેરે ફુલો, તેમજ દાડમ જેવા દાંત, બીલાં જેવાં સ્તન, ગીલોડાં જેવા હોઠ, નારંગી સમાન ગાલ વગેરે ફળો; કમર શેર–વાઘના જેવી, ચાલ હંસના જેવી, આંખ હરણના જેવી, ચાલ હાથી જેવી, ચોટલો નાગ જેવો, તેમજ ઘણાં પક્ષીઓ પણ જોવામાં આવ્યાં. (જેવાં કે ભમર ભમરા જેવી, કોકીલ સમાન કંઠ, ખંજન જેવી ચાલાકી વગેરે પક્ષીઓ.) વળી એ ભમર ચઢાવી અવાજ કાઢતી તો હું ડરી જતો હતો.

પણ માથાની વેણી પકડી લીધી, કમરને દાબી લીધી, હાથીની સુંઢ રૂપી પગને ઝપટ કરી, અને પક્ષિઓને ઉરાડવા મંડી ગયો. બીલાંરૂપી સ્તન આદિને પકડી લીધાં; હોઠ જેવાં બિંબ (ચુંબન વડે) ફળને ચાખી લીધાં; એ મુજબ શૂરવીરપણું બતાવીને તે નાયકાને પલ પલ નચાવી દીધી.

---

કવિ વૃંદ કહે છે:—

**દોહા.**

બડે ન હુજે ગુનન બીન,
  બીરદ બડાઇ પાય;
કનક ધતુરાસેં કહુત,
  ગહનો ગઢા ન જાય.—૧૦૬.

**અર્થ**–કોઇ માણસને મોટું બીરદ–પદ મળ્યું, અથવા મોટાઇ મળી તોપણ ગુણ વગર તે માણસ મોટો થઇ શકતો નથી: જેમકે સંસ્કૃતમાં ધંતુરાને "કનક" કરીને કહે છે, અને કનક એટલે સોનું પણ થાય છે. તો એ ધંતુરાને કનક કહ્યો તેથી ધંતુરાનું ઘરેણું ઘડી શકાતું નથી. તે મુજબ માત્ર મોટે ઓઘે ચઢવાથી વહીવટ થઇ શકતો નથી.

---

## ૨૫. કુંજ.

એક વૈદ્ય કવિ હતા. રાજાના દરબારમાં એક કવિ સાથે વાદવિવાદ ચાલ્યો. તે ઉપરથી રાજાએ કહ્યું કે એક જણે એક ચરણ કહેવું અને તે પછીનું બીજાએ કહી પાદપૂર્ત્તી કરવી. તે ઉપરથી વૈદ્ય કવિએ અરધો સોરઠો નીચે પ્રમાણે લખીને આપ્યો.

જેસાકરનેજાય ફલસેવેતેસાસદા.

એ સોરઠો કવિ સમજ્યો કે હિંદુસ્તાનીમાં બનાવેલો છે, અને નીચે પ્રમાણે વાંચ્યો.

જેસા, કરને જાય,
ફલ સેવે તેસા સદા.—૧૦૭.

તે ઉપરથી તેણે પાદ પૂર્ણ કરી કહ્યું કે:—

કહો કહાંસે ખાય,
નીંબ બોઇકે આંબફળ.—૧૦૮.

**અર્થ**—જે જેવું કરવાને જાય, તેવું તેને સદા ફળ મળે છે. લીંબડાના ફળ લીંબોડી તે રોપીને આંબાના ફળ કહો કેવી રીતે ખાઇ શકે?

વૈદ્ય કવિ બોલ્યા:—ભાઇ, પાદપૂર્ણી બરાબર નથી. હું તો વૈદ્ય છું. વળી અત્રે હિંદુસ્તાની ભાષા બોલનારી સભા નથી માટે પાદપૂર્ણી અને સોરઠાનો ઉત્તરાર્ધ આ પ્રમાણે જોઇએ.

જે સાકરને જાયફળ,
સેવે તે સાસદા,
(પાદપૂર્તી) પંડ પુષ્ટી જણાય,
રોગ રહે નહીં રગ વિષે.—૧૦૯.

**અર્થ**—જે માણસ સાકર અને જાયફળ સાસદા (હમેશાં ચાલુ) સેવે તેનું શરીર પુષ્ટ થાય અને રોગ તેની નસમાં રહે નહીં.

રાજાએ તેનું કાવ્ય ચાતુર્ય જોઇ ખુશી થઇ ઇનામ આપ્યું.

---

આઢા દુરસાજી કરીને મારવાડના એક મોટા કવિ થયા છે. તેઓ સિરોહી દરબારના પોલપાત હતા; પોતે શૂરવીર પણ હતા. મેવાડના રાણા પ્રતાપસિંહજીના ભાઇ જગમાલજી નારાજ થઇ અકબર બાદશાહ પાસે ગયા ત્યારે તેમને તેણે સિરોહીના રાવ સુલતાનજીનું અરધું રાજ આપ્યું. રાજ્યનો કબજો સિરોહીવાળા પાસે લેવો સહેલ નહોતું, તેથી તેઓ પાછા દિલ્લી ગયા. બાદશાહે તે ઉપરથી જોધપુરના મહારાજ ચંદ્રસેનજીના પુત્ર રાવ રાયસિંહજી વગેરેને ફોજ લઇ સિરોહીપર ચઢાઇ મોકલી. સં૦ ૧૬૪૦ માં મોટું યુદ્ધ થયું તેમાં બાદશાહની ફોજ હારી ગઇ, અને ખુદ રાયસિંહજી, જગમાલજી વગેરે માર્યા ગયા. આ કવિ પણ સિરોહી તરફથી લડયા હતા અને લડતાં લડતાં પોતાના દોહા કવિત્તોથી લડવૈયાઓને શૂર ચઢાવતા હતા. મહારાજા ઉદયસિંહજીની સરદારી નીચે બીજી ફોજ મોકલી તેમાં કવિ દુરસાજી વગેરે ઘાયલ થયા અને સિરોહી રાવજીને પહાડમાં ભરાવું પડયું. દુરસાજીને રણભૂમીપર પડેલા જોઇ પકડયા કે આ પણ કોઇ દેવડા (સિરોહીના રાજકર્ત્તા દેવડા રજપુત) છે. કવિએ કહ્યું, હું તો ચારણ કવિ છું અને રાજાનો ધર્મ નથી કે કવિને મારે. સગરજી (પ્રતાપ રાણાના ભાઇ)એ કહ્યું તમો ચારણ હો તો આ લડાઇમાં સૌથી વધારે વીરત્વ જેણે બતાવ્યું તેને માટે એક દોહરો કહો તેથી તે શીઘ્ર કવિએ કહ્યું:—

**દોહા.**

ધર રાવાં, જશ ડુંગરા,
વ્રદ પોતાં, શત્રહાણ;
સમરે મરણ સુધારીયો,
ચહુ થોકાં ચહુવાણ.—૧૧૦.

અર્થ—સમરાજી દેવડા લડાઇમાં બહાદુરીથી કામ આવ્યા છે:—

(મરવાની અણીપર પણ દેવડાને યાદ કરે છે.)

સમર દેવડા—ચહુઆણે ચાર પ્રકારે કરી પોતાનું મરણ સુધાર્યું છે. તે એ કે ધર—પૃથ્વીમાં રાવ તો એજ, જેનો જશ ડુંગરા સુધી પહોંચ્યો છે, જેની ઉમર એટલી છે કે તેને પોત્રા છે, અને શત્રુને હણવામાં એકકો છે; એ ચાર પ્રકારે મરણ સુધાર્યું છે.

આ સાંભળી મોટું સન્માન કરી તેમને પાલખીમાં બેસાડી મુકામપર લઇ ગયા, અને ઘાવ રૂઝવ્યા.

ચારણોના ગામપર જ્યારે જપતી ગઇ, ત્યારે એ દુરસાજી ગળામાં છરી મારી મરી ગયા કે રાજાએ ચારણોપર દ્રષ્ટિ કરી ત્યારે જીવવું ધિ:ક છે.

---

એજ દુરસાજી દિલ્લી પણ ગયા હતા, અને અકબર બાદશાહે તેમની મોટી ઇજત કરી હતી.

મહારાણા પ્રતાપસિંહજીના વખતમાં એ દુરસાજી કવિ થયા છે અને પોતે નજરે જોયલી લડાઇમાં ક્ષત્રિવટની કવિતા બનાવી છે. જ્યારે એ કવિ બાદશાહની દરબારમાં હતા ત્યારે પ્રતાપરાણા સાથે સુલેહ થઇ ગઇ હતી, અને તેઓ પોતાના રાજ્યમાં બેઠા હતા. દુરસાજી તેઓ અકબર બાદશાહની કચેરીમાં હતા તે વખતે

તેઓના સાંભળવામાં પ્રતાપરાણાના મૃત્યુ થયાના સમાચાર આવ્યા. બાદશાહ અકબર પણ આ સાંભળી દુ:ખી થયા કે ભીડની વખતે કામ આવે એવો મિત્ર મેં ગુમાવ્યો. અકબરને દુ:ખી જોઇ તથા પોતાની પણ ઉશ્કેરાયલી હાલતમાં તેઓના મુખથી અકસ્માતિક નીચે પ્રમાણે છપ્પય નીકળ્યો.

**છપ્પય.**

અશ લેગો અણદાઘ,
પાગ લેગો અણનામી,
ગો આડા ગબડાય,
જીકો બહતો ધુર વામી;
નવરોજે નહ ગયો,
નગો આતશાં નવલ્લી,
નગો ઝરોખા હેઠ,
જેઠ દુનીયાણ દહલ્લી;
ગહલોત રાણ જીતી ગયો,
દશણ મુંદ રસણા ડસી,
નીસાસ મુક ભરીયા નયણ,
તો મૃત શાહ પ્રતાપસી.—૧૧૧.

**અર્થ**—જે પ્રતાપ રાણો એવો યશ લઇ ગયો કે જેને જરા ડાઘ લાગ્યો નથી, અથવા વગર ડાઘનો યશ લઇ ગયો. જે પ્રતાપ રાણો એવી પાઘડી પહેરીને મરી ગયો કે જે પાઘડી કોઇના આગલ નમી નથી. (પ્રતાપે માથું કોઇને નમાવ્યું નહીં હતું.) આડા ગોહલને કહે છે, ગો—પૃથ્વીમાં તેઓ ગબડયા એમ અર્થ બેસે અથવા, ગો—ગાય, આડા—ચારણનું ગાડું તેનાથી ગબડતું અથવા તે આડાઓથી પૃથ્વી ગભરાતી. જે પ્રતાપ રાણાનો ધર્મનો ધુર ડાબો વહતો; મારવાડમાં ધુર સામાન્ય શબ્દ છે; બળદ જોડીમાં જોડાય તે પણ ધુર કહેવાય છે, અને જે બળદ ડાબો વહે તેને ગાડાંનો બોજો વધારે ખમવો પડે છે. તેમ રજપુતમાં પણ એ પ્રતાપ ડાબો ધુર હતો. (આ ઉત્તમ પ્રકારનું કાવ્ય ચાતુર્ય છે).

બાદશાહ જે નવરોજ (નવે દિવસે—બેસતે વર્ષે) દરબાર ભરે છે, તેમાં જે પ્રતાપ ગયો નહોતો, તેમજ આતશાં ( અમુક દરબારમાં ) પર ગયો નહી. જે પ્રતાપ બાદશાહના ઝરોખાની નીચેથી પણ નીકળ્યો નહી (કારણ તે પણ એક નમન થાય છે). જે દિલ્લી દુનીઆમાં જેઠ—રાજગાદી ગણાય, તેના ઝરોખાના સંબંધમાં છે.

ગહલોત—ગોહિલ—સીસોદીઆ—સૂર્યવંશી રાણા પ્રતાપેજ ખરી ફતેહ કરી કારણકે દશે દિશામાં કવિઓની જીભને એણેજ ડસી—ચુસી છે; અર્થાત કવતિનો રસીક છે. તે પ્રતાપસિંહ મહારાણો,—હે શાહ! મરતાં નયણ આંસુથી ભરાઇને નિસાસા મુકે છે.

એ દુરસાજીએ આબુપર અચલેશ્વર મહાદેવમાં બે ભવ્ય પીતલની મૂર્ત્તિ બનાવી છે.

---

## ૨૬. કુંજ.

ઉદેપુરના પ્રતાપસિંહજી મહારાણાને જ્યારે અકબર બાદશાહની સાથે લડાઇ થઇ ત્યારે તેણે ઘણીજ બહાદુરી બતાવી હતી. જંગલે જંગલ રખડયો, પણ પોતાની પુત્રી બાદશાહને આપી નહી. પોતાનું ક્ષત્રીવટ ઠેઠ સુધી તેઓએ નીભાવ્યું હતું. તેઓની સાથે કવિ આઢા દુરસાજી ઘણીવાર રહ્યા હતા. **બીરદ છિહતરી**, નામના છોતેર સોરઠા તેઓએ મહારાણા સાહેબની તારીફમાં કર્યા હતા. તેઓનાં કાવ્યના થોડાએક નમુના નીચે પ્રમાણે છે:—

**સોરઠા.**

અકબર ગરબ ન આણ,
હિંદુ સહ ચાકર હુવા;
દીઠો કોઇ દીવાણ,
કરતો લટકા કટહડે.—૧૧૨.

**અર્થ**—હે અકબર, તું ગર્વ લાવતો નહી. ખરી વાત છે કે તમામ હિંદુ તારા ચાકર થયા છે પણ કોઇ દીવાણને ( ઉદેપુરના રાણાને એકલિંગજી મહાદેવના દીવાન કરીને કહેવામાં આવે છે, કારણકે તેઓએ ગાદી મહાદેવની ગણતા હતા. ) તારા કઠેરા નીચે લટકા કરતો જોયો છે? અર્થાત કે મહારાણા પ્રતાપસિંહજીને તારા ઝરૂખા નીચેથી નીકળતાં જોયો છે?

**સોરઠા.**

અકબર કીના યાદ,
હિંદુ નૃપ હાજર હુવા;
મેદપાટ મરજાદ,
પગાં ન લાગો પ્રતાપસી.—૧૧૩.

**અર્થ**—અકબરે યાદ કરવાથી તમામ હિંદુ રાજાઓ ( જેઓ અકબરની તાબેદારી ઉઠાવી ચુકયા હતા ) આવીને હાજર થયા, પણ મેદપાટ—મેવાડ ( ઉદેપુર ) ની મરજાદ એવી છે કે પ્રતાપસિંહ આવીને પગે લાગ્યો નહીં.

---

**સોરઠા.**

ચીતવે ચિત્ત ચીતોડ,
ચીતા જલાઇ સો ચતુર;
મેવાડો જગમોડ,
પાવન પુરૂષ પ્રતાપસી.—૧૧૪.

**અર્થ**—જેના દિલમાં ચીતોડ લાગી રહ્યું છે, ચીતા જલાવીને પદમણીનો મહેલ બાળી જેની ક્ષત્રાણીઓએ ક્ષત્રીવટ રોખ્યું ( એવી ફીકરથી કે રખેને અમે બાદશાહના કબજામાં જઇ પડીએ ). મેવાડો એટલે રાણો પ્રતાપસિંહ જગતનો મોડ ( મુગટ સમાન ) છે અથવા જગતનો સૂર્ય છે. એવો પ્રતાપ સિંહ રાણો પાવન—પાક પુરૂષ છે.

---

**સોરઠા.**

કદે નમાવે કંધ,
અકબર ઢીગ આવે ન ઔ;
સુરજબંશ સંબંધ,
પાળે રાણુ પ્રતાપસી.—૧૧૫.

**અર્થ**—તે (પ્રતાપ રાણો) પોતાનું ખભું નમાવીને અકબરની પાસે આવે નહી, એવો સૂર્યવંશનો સંબંધ પ્રતાપ રાણો પાળી રહ્યો છે.

---

**સોરઠા.**

લોપે હિંદુ લાજ,
સગપણ રોપે તુરકસું;
આરજ કુલરી આજ,
પુંજી રાણુ પ્રતાપસી.—૧૧૬.

**અર્થ**—હિંદુ રાજાઓ પોતાની લાજ લોપીને તુરક—મુસલમાન બાદશાહની સાથે સગપણ કરી રહ્યા છે, તેમ પ્રતાપસિંહે નહી કર્યું, એટલે પોતાની બેટી બાદશાહને આપી નહી. એમ કરવાથી આર્યકુળની લાજ આજે પ્રતાપસિંહ રાણાએ પુંજી છે, એટલે આર્યકુળની લાજ પ્રતાપે જાળવી રાખી છે, કારણકે તેણે બાદશાહને પોતાની પુત્રી આપી નહી.

---

**એક શબ્દના અનેક અર્થ.**

---

સારંગે સારંગ ગૃહ્યો,
સારંગ આયો ધાય;
રતકો સારંગ જો કહું,
તો મુખકો સારંગ જાય.—૧૧૭.

**અર્થ**—સારંગે—મોરે. સારંગ—સર્પને પકડયો, તે વખતે સારંગ—વરસાદ આવીને પડવા માંડયું; એ વર્ષારૂતુનો સારંગ રાગ જો હું ગાઉં તો તે મોર એ રાગ સાંભળીને એટલો મસ્ત બની જશે કે તેના મુખમાંનો સર્પ પડી જશે.

---

**દ્વીઅર્થી.**

એક સતી વર સાતને,
ઇચ્છતી હતી એક વાર;
સમજે તે સાચું ગણે,
ગપસમ ગણે ગમાર.—૧૧૮.

**અર્થ**—એક સતી સાત વર ( ધણી ) ને ઇચ્છતી હતી. જે સમજે તે સાચું ગણે અને ગમાર હોય તે ગપ સમજે છે.

અત્રે સતી સાત વરને ચાહે છે, એમ નહી, પણ વરસાત=વરસાદને ચહાતી હતી, એવો અર્થ નીકળે છે.

---

લ અક્ષર ઉપર કાવ્ય,—

---

લાલુ લે લીલાં લીલાં,
લાલ લાલ લે લાલ;
લીલાં લીલાં લુલો લે,
લુલી લે લે લાલ.—૧૧૯.

**અર્થ**—લાલુ અને લાલ બે છોકરાં હતાં, તેમાં લાલુ લુલો હતો અને લાલ લુલી હતી. એક બાગમાં કેટલાંક લીલાં અને કેટલાંએક લાલ ફળ તોડીને એક માળી લઇ આવ્યો. બગીચાના માલીકે કહ્યું કે, લાલુએ લીલાં લીલાં (ફળ) લેવાં, અને લાલ લાલ ફળ લાલે લેવાં. લીલાં લીલાં લુલાએ લેવાં, અને લુલીએ લાલ લાલ લેવાં.

---

## ૨૭. કુંજ.

---

કવિ ગદ નામના મારવાડી—હિંદી ભાષાના—એક કવિ થયા છે; તેઓએ ડીંગલ તે

મજ પીંગળમાં કેટલાંએક કાવ્યો રચ્યાં છે. કોઈક ભાટ ચારણોને મોંઢે એવાં કાવ્ય બોલતાં સાંભળવામાં આવે છે. તેમનાં કાવ્ય મધુર અને નીતિમય જોવામાં આવે છે. જેમ કે:–

મહેગળરો મદ ગળે,
રાયપોળ ભાંજતાં,
કેસરી પરવસ ગળે,
સીંહ સાંકળ જડતાં;
તારૂણીરો તેજ ગળે,
વૃદ્ધસું ખેલ કરતા,
વિદ્યારો માન ગળે,
મુઢસું વાદ કરંતા;
એ કીર પીંજર ગળે,
મૂર્ખ આગે પંડિત ગળે,
કવિ ગદ કહે સુણો ઠકરો,
દાન વિના ગુણ ઈમગળે.–૧૨૦.

**અર્થ**–મહેગળ–હાથીને જ્યારે કિલ્લાની પોળ ભાંગવાની હોય છે ત્યારે તેને માથાં મારતાં માથાનો મદ ગળે છે. સિંહને સાંકળે બાંધે તો પરવશ પડયાથી તે નરમ થઈ જાય છે. તારૂણીનું તેજ પણ વૃદ્ધ સ્વામી સાથે આનંદ કરતાં ઘટે છે. વિદ્યાનું માન મુંઢ સાથે વાદવિવાદ કરતાં ગળે છે. પોપટને પાંજરામાં નાંખ્યાથી તે નરમ થઈ જાય છે, તેમ મૂર્ખની આગળ પંડિતને નમવું પડે છે.

કવિ ગદ કહે છે, તે પ્રમાણે હે, ઠાકરો, જો ગમે તેટલા ગુણ હોય પણ દાન ગુણ નહી હોય તો ઠકરાઈમાં ખામી લાગે છે.

---

એક બીબીને એક ગુલામની સંગમાં પડેલી જોઈ અકબર બાદશાહે કવિ ગંગને પુછ્યું કે:–

" કયસે બીબી ગુલામ રીઝાવે. "

**અર્થ**–બીબી ગુલામને શામાટે રીઝાવી–રાજી કરતી હશે?

ગંગે શીઘ્રતાથી કાવ્ય કહી પાદપૂર્તી કરી આપી કે:–

ગરજહી અર્જુન જોગી ભયે,
ગરજહી ગોવિંદ ધેનુ ચરાવે;
ગરજહી દ્રૌપદી દાસી ભઈ,
ગરજહી ભીમ રસોઈ પકાવે;
ગરજ બડી સબ લોકનમેં,
ગરજ બિના કોઈ આવે ન જાવે;
કવિ ગંગ કહે સુનો શાહ અકબર,
ગરજસે બીબી ગુલામ રીઝાવે.–૧૨૧.

**અર્થ**–સહેલો હોવાથી લખ્યો નથી.

---

એકવાર એક ડીંગલનું કાવ્ય બોલતાં સાંભળી કેટલાકો તાજુબ થયા કે આ ઉલટું કેમ કહે છે?

દીજે તો વેશ્યાકો દીજે,
બ્રાહ્મણ દીજે નર્ક પડીજે;
વેશ્યા દીજે બાધે વંશ,
બ્રાહ્મણ દીજે જાય નીર્વંશ.–૧૨૨.

જીજ્ઞાસુએ કવિને પુછયું કે, આપવું તો વેશ્યાને આપવું અને બ્રાહ્મણને આપીએ તો નર્કમાં પડીએ. વેશ્યાને આપતાં વંશની વૃદ્ધિ થાય અને બ્રાહ્મણને આપતાં નિર્વંશ થવાય એમ ઉલટું શા ઉપરથી કહ્યું? કવિ બોલ્યાકે:–

એક બ્રાહ્મણ વેશ્યાની યારીમાં પડયે હતો. તેની સ્ત્રીએ આ કાર્યથી નારાજ થઈને એકદમ પોતાના ધણીને ઝેર દઈ મારી નાંખવાનો વિચાર કર્યો, ત્યારે કવિ કહે છે કે મેં તે બ્રાહ્મણીનો ઈરાદો જોતાં શીખામણ આપી કે જો તારે ઝેર આપવું છે તો વેશ્યાને આપ, અને બ્રાહ્મણને ઝેર દેશે તો તું નર્કમાં પડશે. જો વેશ્યાને આપશે તો તારા ધણી સાથે એખલાસ થવાથી તારો વંશ વૃદ્ધિ પામશે અને તારા ધણીનેજ ઝેર આપશે તો તારો તો નિર્વંશજ જશે. તને પુત્ર વગેરે કંઈ થશે નહી.

---

સત્ય અને અસત્ય એ બે વસ્તુનો મુકાબલો કરતાં કવિ કહે છે કે:–

અંતર અંગુલી ચારકો,
સાચ જુઠમેં હોય;
સબ માને દેખી કહી,
સુની ન માને કોય.–૧૨૩.

**અર્થ**–આંખ અને કાનની વચ્ચે અંતર માત્ર ચાર આંગળનું છે. પણ તે ચાર આંગળના અંતરમાં સાચા અને જુઠાની વચ્ચે મોટું અંતર પડી જાય છે; કારણકે કાનવડે સાંભળેલી વાત એક માણસ કહે અને નજરે જોયલી વાત બીજો કહે, તો નજરે જોયલી વાત સાચી માનવામાં આવે છે, ત્યારે કાને સાંભળેલી ખોટી માનવામાં આવે છે.

---

સાગર નામના એક નાયક પ્રબીન ના યકાને પત્રમાં લખે છે કે :—

દર્શન ચાર પ્રકારકે,
હમ હોત હે તીન;
સુપન સંદેશા પત્રકા,
સમજ લેહુ પ્રબીન.—૧૨૪.

**અર્થ**—ચાર પ્રકારનાં દર્શન હોય છે. જેમ કે સ્વપ્નામાં કોઇ માણસને જોવું, સંદેશો કહાવવાથી પણ મળ્યા સમાન લાભ થાય, પત્ર લખ્યાથી એક જાતનું દર્શન થાય છે, અને ચોથું રૂબરૂ મળવાથી દર્શન થાય છે. હે, પ્રબીન! તેમાંથી અમે તમને સ્વપ્નામાં યાદ કરીએ છીયે, પત્રથી મળીએ છીએ અને સંદેશો કહાવીએ છીયે; એ ત્રણ પ્રકારે તો મળીએ છીયે, પણ ચોથો એટલે રૂબરૂ મળવાનો જોગ આવતો નથી.

---

**ગુઢાર્થ.**

નગ દુહીતા પતી પુત્રની,
વાહન ધરની નાર;
રવિ તેના પીતુ પર પડયો,
ના આવ્યો ભરથાર.—૧૨૫.

**અર્થ**—નગ=પર્વત; પર્વતની પુત્રી=પાર્વતી; તે પાર્વતીનો પતિ=શિવ; શિવજીનો પુત્ર તે ગણેશ; તે ગણેશનું વાહન ધરનારી જે રિદ્ધિ; તે રિદ્ધિનો પીતા તે સમુદ્ર, કારણકે સમુદ્રમાંથી રિદ્ધી=લક્ષ્મિ નીકળી છે. સૂર્ય તે સમુદ્રના ઉપર પડયો એટલે ભાણુ ડુબી ગયો—સૂર્ય અસ્ત થયો, અર્થાત સાંજ પડી ગઇ, તો પણ મારો સ્વામી આવ્યો નહી.

---

**અનેકાર્થી સમશ્યા.**

પગ પાખી જો પરવરે,
વદન બીના ગાજંત;
શ્વેત અરૂ જો શ્યામ હે,
અજાચક જાચંત.—૧૨૬.

**અર્થ**—એવી કઇ વસ્તુઓ છે કે જે પગ વગર ચાલે છે અને મોંઢા વગર બોલે છે, જેનો રંગ સફેદ પણ છે તેમજ કાળો પણ છે, અને તે વસ્તુઓ અજાચક એટલે મોટા મોટા ગૃહસ્થ લોક પણ માગવા જાય છે.

એનો અર્થ આઠ જુદી જુદી વસ્તુઓ થાય છે.

તે વસ્તુઓ:—કાગળ, સોગઠી, પડાઇ, પખાજ, વહાણુ, ચકડોળ, વરસાદ અને રેંટીઓ એમાં સર્વે અર્થ વિચાર કરતાં ઘટે છે.

એ વસ્તુઓ એવી છે કે જે મોટા માણસ પણ કામ પડે ત્યારે માગી લે છે અને તેમાં શરમ કહેવાતી નથી.

---

એક ગોપીને બીજીએ કહ્યું કે, સખી શ્રીકૃષ્ણ આવ્યા ને લાજ કેમ કાઢતી નથી?

તેણે જવાબ દીધો :—

એક સમે કરતાર બીસંભર,
મોહન રૂપ ધર્યો લલતા;
કાહેકી લાજ કરૂં એ સખીરી,
કંથકો કંથ પીતાકો પીતા.—૧૨૭.

**અર્થ**—વિશ્વંભર—પરમેશ્વરે મોહન—શ્રી કૃષ્ણનો અવતાર લીધો તો કર્ત્તાર હોવાથી તે પીતા છે, અને કૃષ્ણ વળી સ્વામી છે; તો તેજ કૃષ્ણ પીતા તેમજ કંથ પણ છે, તો પીતાથી લાજ શામાટે કાઢવી જોઇયે?

શ્રી કૃષ્ણના બાળ બ્રહ્મચારીપણાનો ભેદ આ કાવ્યમાં કવિએ દાખલ કર્યો છે.

---

## ૨૮. કુંજ.

મહારાષ્ટ્રના રાજા શિવાજીની સ્તુતિ કરતાં ભૂખન કવિએ કહ્યું કે :—

**કવિત્ત.**

રાના ભો ચમેલી ઔર,
બેલા સબ રાજા ભયે;
ઠોર ઠોર રસ લેત,
નીત યહ કાજ હે;
સિગરે અમીર આની,
કુંદ હોત ઘરઘર;
ભમર ભ્રમન જૈસે,
ફુલનકી સાજ હે;
ભુખન ભનત,
શિવરાજ બીર તેંહી;
દેશ દેશનીકી રાખી,
સબ દચ્છીમેં લાજ હે;
ત્યાજે સદા ખટપદ,
પદ અનુમાન જૈસે;
અલિ . નવરંગજેબ,
ચંપા શિવરાજ હે.—૧૨૮.

**અર્થ**—આ કાવ્યમાં કવિએ બધા રાજા વિગેરેને જુદાં જુદાં ફુલોની ઉપમા આપી છે, અને ઔરંગજેબ બાદશાહ (કવિઓ નવ રંગજેબ કહેતાં) કે જેની સામે શિવાજીએ યુદ્ધ કર્યાં હતાં, તેને ભમરાની ઉપમા આપી છે.

દુનીઆના રાણાઓ ચંબેલી પુષ્પ જેવા છે, અને રાજાઓ બેલાના પુષ્પ જેવા છે;—તે ફુલોનો રસ જગેજગે ઔરંગજેબરૂપી ભ્રમર લે છે.

બધા અમીરો કુંદના પુષ્પ જેવા છે, અને તે પુષ્પોની સય્યાપર ભ્રમર ભમે છે—અથવા અમીરો કુંદ—દિલગીર થયા છે, એમ પણ અનુમાન થઇ શકે.

હે! શિવરાજ વીર, ભૂખણ કહે છે કે, તેંજ નાના મોટા દેશની લાજ માત્ર દક્ષિણમાં ટકાવી રાખી છે, કારણકે ખટપદ એટલે ભમરા (છ પગવાળો હોવાથી) વિષે એવું અનુમાન છે કે, તે કદી પણ ચંપાના ફુલની ખુશબો લેતો નથી; તો ભમરો ઔરંગજેબ છે અને ચંપો શિવરાજ છે, અર્થાત શિવાજી પાસે ઔરંગજેબ પહોંચી શકયો નથી.

---

અહીં કોઇ એવો પ્રશ્ન કરે કે, બધા ફુલોની ખુશબો ભમરો લે છે અને ચંપાની કેમ લેતો નથી, તેના સંબંધમાં એક જૂનું કાવ્ય છે કેઃ—

**દોહા.**

ચંપા તુજમેં તીન ગુણ,
રૂપ રંગ ઔર બાસ;
એક તુજમેં અવગુણ ભયો,
ભમર ન આવે પાસ.—૧૨૯.

**અર્થ**—હે ચંપાના પુષ્પ, તારામાં ત્રણ ગુણ—તે રૂપ, રંગ અને ખુશબો છે પણ એક તારામાં એ અવગુણ છે કે ભમરો તારી પાસે આવતો નથી.

આ પ્રશ્નનો ઉત્તર કવિ પોતેજ કલ્પના કરી તેને ધાર્મિક ભાવમાં ઘટાડે છે.

**દોહા.**

ચંપકવર્ણી રાધિકા,
ભમર હરીનો દાસ;
વાકી માતા જાનકે,
ભમર ન આવે પાસ.—૧૩૦.

**અર્થ**—શ્રી કૃષ્ણપત્નિ રાધિકાનો વર્ણ—રંગ ચંપાના પુષ્પ જેવો છે અને ભમરાને ધર્મશાસ્ત્રોમાં શ્રીકૃષ્ણનો સેવક કહીને વર્ણવ્યો છે. તે ભમરો તે રાધિકાને પોતાની માતા ગણે છે, અને પોતાની માતાની પાસે રસભોગી થઇ ખુશબો લેવા જઇ શકે નહી. તેથી ચંપાના પુષ્પને પોતાની માતાના રંગની સમજી તેની પાસે જતો નથી.

---

આઢા દુરસાજી કવિએ ઉદેપુરના પ્રતાપરાણાની ટેકના સંબંધમાં કહ્યું છે કેઃ—

**સોરઠા.**

અકબર પથર અનેક,
કૈ ભુપતિ ભેલા કીયા;
હાથ ન લાગો એક,
પારસ રાણ પ્રતાપસી.—૧૩૧.

સાંગો ધરમ સહાય,
બાબરસું ભીડીયો બિહસ;
અકબર કદમાં આય,
પડે ન રાણ પ્રતાપસી.—૧૩૨.

આપે અકબર આણ,
થાપ ઉથાપે ઓ થીરા;
બાપે રાવળ બાણ,
તાપે રાણ પ્રતાપસી.—૧૩૩.

**અર્થ**—અકબર બાદશાહની હજુરમાં પથર સમાન ઘણા ભૂપતીઓ એકઠા થયા છે, પણ પારસ પથર સમાન જે પ્રતાપસિંહ તે તો એક પણ અકબરને હાથ આવ્યો નહી. (પારસને લોઢું ઘસતાં સોનું થઇ જવાની આર્યોની માન્યતા છે.)

સાંગારાણાએ ધર્મની સહાયતાથી બાબરની સાથે બિહસ—યુદ્ધ કર્યું, તેમજ અકબરની આગળ આવીને રાણો પ્રતાપસિંહ પણ તેને પગે પડયો નહીં.

અકબર પોતાની આણ (આજ્ઞા) ઘણે પ્રકારે આપે છે પણ તે આણોને થાપ આપીને થીરા—એ ધીર પુરૂષ (પ્રતાપસિંહ) ઉથાપી રહ્યો છે, કારણકે ઉદેપુરની ગાદીના સ્થાપક બાપા રાવળે જે બાણ—પણ—તલાક લીધી છે, તેને રાણો પ્રતાપ તાપી રહ્યો છે—પાળી રહ્યો છે.

---

**વૈરાગ્યનું કાવ્ય. ( ચમત્કારી ).**

**કવિત્ત.**

કંદરામેં બસે કહા,
કહા કંદ ગ્રસે કહા,
એ તો આપ કસે કહા,
સાધતે જો પૌન હે;
ત્રિજટા બડાએ કહા,
ભસ્મહુ લગાએ કહા,
એ તો આપ ગાએ કહા,
પ્રેમ હીય જો ન હે;
તેરોહી સ્વરૂપ ધરે,
જો હીયેમેં બસે આન,
એ દિલ તું તાહી ઢુંડ,
ભીતર જો ભૌન હે;
કાયા કોટી મધ્ય પેઠી,
ભ્રગુટી કપાટ બૈઠી,
નેનકે ઝરોખેંતે,
ઝાંખતા સો કૌન હે.–૧૩૪.

**અર્થ**–આ કાવ્યનો અર્થ જેને જે પ્રમાણે વૈરાગ્ય–નિવૃત્તિ માર્ગ,–યોગનો અભ્યાસ હોય તેના પ્રમાણમાં અર્થ સમજી દિલમાં ઘટાવી શકે છે. શબ્દાર્થ કહેવાનો આ પ્રયત્ન છે.

પહાડોની ગુફામાં જઇને બેઠા તો શું ? અને કંદમૂળ ખાઇને ગુજર કર્યું તો શું ? જેઓ પવનને સાધીને પવન ભક્ષી થઇ શરીરને કસે છે તેથી પણ શુ ?

ત્રણ જટા વધારી જટાધારી થયા તેથી શું ? ભસ્મ લગાડવાથી શું ? અને ભજન ગાયાં તો તેથી શું ? એ તમામ કરવા છતાં જો દિલમાં ખરો પ્રેમ ન હોય તો સર્વે વ્યર્થ છે.

તારૂં (પરમાત્માનું) સ્વરૂપ ધારણ કરીને હૈયામાં આવીને જે પદાર્થ રહે છે, અરે દિલ તું, તે પદાર્થની શોધ કર કે, જે દેહરૂપી ભૌન–ભવન–મકાનમાં રહેલો છે.

તે પદાર્થ એવો છે કે, જે અનંત કોટી કાયાની અંદર રહેલો છે, તે પદાર્થ એવો છે કે, જે ભ્રગુટી–કપાળરૂપી સિંહાસન ઉપર ચઢીને બેઠા છે, અને તે પદાર્થ એવો છે કે જે આંખ રૂપી બેઝરૂખામાંથી ડોકીઆં કરીને ઝાંખી રહ્યો છે, તે કોણ છે ? તેનો વિચાર કર.

કવિએ આત્માને સંબોધીને આ કાવ્યનો છેલ્લો ભાગ લખ્યો છે. શરીરને મકાનની ઉપમા આપી તેનું સિંહાસન કપાળને બનાવ્યા, અને બારીમાંથી જેમ કોઇ બહાર જુએ તેમ મકાનની બારી તરીકે બંને આંખ બતાવી કે જેમાંથી જાણે આત્મા નજર કરીને સૃષ્ટિને જોતો હોય !

---

## ૨૯. કુંજ.

---

સમયના સંબંધમાં વખતની કિંમત પહેલાંના કવિઓ પણ કેવી સારી સમજતા હતા તે બાબતમાં જસુરામ નામના એક જુના કવિ નીચે મુજબ કહે છે:–

**કવિત્ત.**

બખતકે લિયે ઝાંઝ નોબત ટકોરે બાજે,
બખતકે લિયે બાજે ઘરી ઘરીયાલકી;
બખતકે લિયે દેવપૂજનકે ઘંટ બાજે,
બખતકે લિયે સબ રાત બહે હાલકી;
બખતકે લિયે રાજ બેઠવો અદાલતકો,
બખતકે લિયે રાગરાગની રસાલકી;
કામકાજ અરજી અનેક ભાંતિ જસુરામ,
બખતકો બાંધીબો નિસાન છત્રપાલકી.–૧૩૫.

**અર્થ**–વખતને માટે અથવા વખતસર નોબતના ટકોરાની સાથે ઝાંઝ વાગે છે, અને ઘડીના માપ મુજબ ઘડીઆલના ટકોરા વગાડે છે ( અગાઉ પાણીમાં છિદ્રવાળી વાટકી મુકી વખત માપતા, તેને ઘડી કહેતા હતા.)

વખતસરજ દેવાલયના પૂજનના ઘંટ વાગે છે, વખતના નિયમ પરજ રાત્રીનું વધવું થાય છે.

અદાલતમાં બેસી ઇનસાફ કરવો, રસાળ રાગરાગણી ગાવી વખતસર થાય છે.

કામકાજ અરજી વગેરે અનેક પ્રકારનાં કામ રાજદરબારને લગતાં થાય છે, માટે જસુરામ કહે છે કે વખતના નિયમ અને ક્રમ બાંધવા એ છત્રપાળ–રાજાની નિશાની છે; અર્થાત ખરો રાજા હોય તેજ વખત પ્રમાણે કામ કરે છે.

---

## અત્યંત ચમત્કારી કાવ્ય.

### છપ્પયછંદ–અષ્ટવિધાની.

### આરોહાવરોહ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| લીટી | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ક– | કરિએ | રંભ | હરિએ | ચકવ, | ઈંદુ | દીપક | મૃગ | વિખધર, |
| | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| ખ– | તુરણુ | ત્રીઠ | સીખ | પુનઃ, | દોષ | અખે | અનફળ | મદઝર; |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ગ– | લીલ | સદલ | ચલ | પરેમ, | શરદ | નીષ | ડીબ | અકંચલ, |
| | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| ઘ– | ચંદન | વન | ગૃહે | આકાશ, | કજલી | ગત | અંગ | અંગલ; |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ઙ.– | ગત | ઉરૂ | લંક | સ્તન, | વદન | નાક | નેન | વેણી લિન, |

ચ–યહ રૂપ કવિ પિંગલ કહે, મલ્યો કયોં નહી રાધે રમન.–૧૩૬.

**અર્થ**–આ કાવ્યમાં જે આઠ શબ્દો પહેલી લીટીમાં પિંગળ કવિએ મુકયા છે, તેનો ક્રમ પ્રથમ ધ્યાનમાં લઇને પછી ઉલટો ક્રમ લેવો; એટલે છેલા શબ્દને પહેલો, સાતમાને બીજો, છટ્ઠાને ત્રીજો, પાંચમાને ચોથો, ચોથાને પાંચમો, ત્રીજાને છટ્ઠો, બીજાને સાતમો અને પહેલાને આઠમો શબ્દ લાગુ પાડવો. એ મુજબ દરેક લીટીમાં ચઢ ઉતર કર્યા જવું: એ મુજબ ત્રણવાર ઉતરવું અને બેવાર ચઢવું. ચઢ ઉતર કરવું પડે છે, તેથી એને આરોહાવરોહ કહે છે. ધ્યાનપૂર્વક ચિત્તમાં ગોઠવવામાં આવે તો કવિની શકિત, કવિતાની ખૂબી અને ચમત્કૃતિએ આ કાવ્યમાં હદ વાળેલી જણાશે અને આ એકજ કાવ્યની કુંજમાં રસીક ઘણોજ આનંદ પામશે.

### અંક મુજબ શબ્દાર્થ.

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| લીટી | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ક– | હાથી | કેળ | વાઘ | ચકવ, | ચંદ્ર | દીપક | હરણ | નાગ, |
| | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| ખ– | જુવાન | દોડતો | સલામત | પુનમ, | જોડું | ભુખ્યો | નહી ફળેલી | મદઝરતો; |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ગ– | માતેલો | દળદાર | ચાલતો | સપ્રેમ | શરદ, | રાત્રી | કસ્તુરીઓ | કાંચળી ઉતારેલી, |
| | ૮ | ૭ | ૬ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ |
| ઘ– | ચંદનને લપેટાયલો | જંગલ | ઘરમાં | વાદળ વિનાનો, | કજલીવન | લહેકાતો | માતેલી | ડોલતો; |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| ઙ.– | ચાલ | જાંગ | કમર | સ્તન, | મુખ | નાક | આંખ | ચોટલો. |

હવે બધા ૧ અંકથી ૮ અંક સુધીના શબ્દો પાસે લખતાં નીચે પ્રમાણે રચના થાય છે.

એ ઉપરથી માલમ પડશે કે જેની ઉપમા આપવામાં આવી છે તેનાજ તમામ વિશેષણો તેજ અંકમાં આવે છે, જેમ કેઃ—

છેલ્લી લીટીમાં ચાલ, જાંગ, કમર વગેરે છે તે ઉપાંગોની ઉપમા કવિએ વર્ણન કરેલી છે. કવિ કહે છે, હે! કૃષ્ણ મને ઉપર લખેલા વર્ણનવાળી સ્ત્રી કેમ ન મળી?

૧. ચાલ હાથીના જેવી, (હાથી કેવો?) મદથી ઝરતો. (વળી કેવો?) માતેલો (કેવી રીતે ચાલતો?) ડોલતો. અર્થાત હાથી જેવી તે સ્ત્રીની ચાલ સામાન્ય રીતે કહેવામાં આવે છે; પણ કવિ આગળ વધીને કહે છે કે હાથી જેવી ચાલતો ખરી પણ હાથી કેવો? કે મદથી ઝરતો (તેની શોભા અલૌકિક હોવાથી ચાલમાં અધીકાઇ આણી.) મસ્ત થઇ પુષ્ટ થયેલા હાથીની ચાલ વળી વિશેષ શોભા આપે છે અને તે કરતાં પણ મદથી ઝરતો અને વળી મસ્ત થએલો અને તે ઉપરાંત ડોલતો ડોલતો ચાલતો હોય તે અજબ ગતિ બતાવે છે. એ વિશેષણો એક જ હાથીમાં ઘટેલા સમજવાં. કવિ કહે છે કે—

મદઝરતા, માતેલા, ડોલતા હાથીના જેવી તે નાયકાની ચાલ હતી.

૨. જાંગ જેની કેળના જેવી. (પણ કયા પ્રકારની કેળ?) કે જે ફળેલી નહી હોવાથી જોસદાર હોય. વળી સામાન્ય કેળ નહી પણ દળદાર કેળના જેવી જાંગ અને તે પણ ખાતર પાણી બહુ મળ્યાથી માતીને પુષ્ટ થયેલી એવી વિગેરે.

ફળેલી, દળદાર, પુષ્ટ કેળના જેવી જેની જાંગ હોય.

૩. કમર જેની વાઘના જેવી તે વાઘ કેવો કે? ભૂખ્યો. વાઘ ભૂખ્યો હોવાથી કમર વધારે પાતળી થઇ જાય છે. (વળી કેવો કે?) ચાલતો. અર્થાત વાઘ જ્યારે ચાલતો હોય અને તે પણ ભૂખ્યો વાઘ જ્યારે ચાલતો હોય ત્યારે તેની કમર બહુજ પાતળી દેખાય છે. વળી ચાલતો તો ખરો પણ લહેકાતો ચાલતો હોય ત્યારે તેજ કમર અજબ સ્વરૂપ પકડે છે.

કવિ કહે છે કે ભૂખ્યો વાઘ લહેકાતો ચાલતો હોય ને જેવી કમર હોય તેવી કમર વાળી નાયકા.

૪ ચકવ—ચકવા (ચક્રવાક) જેવાં જેનાં સ્તન છે, (તે ચકવાં કયાં?) જોડાંવાળાં એટલે ચકવા ચકવીનું જોડું હોય એવાં યુગલ સ્તન (તે પાછાં કેવાં કે?) સપ્રેમ એટલે સંજોગમાં હોય એટલે આનંદ કરતા હોય તે વખતના ચકવા ચકવી જેવાં સ્તન. એ આનંદ વખતે તેઓ ખૂબ પ્રફુલ્લિત થએલાં હોવાથી દડા જેવાં દેખાય છે. (વળી કયે સ્થળે ક્રીડા કરતાં?) કજળીવનમાં—કદળીવનમાં ક્રીડા કરતાં એ પક્ષી અજબ શોભા આપે છે.

તે રીતે સ્તનને કવિ એવી ઉપમા આપે છે કે—કદળીવનમાં ક્રીડા કરતાં ચકવા ચકવીના જોડાં જેવાં બંને સ્તન જેને છે એવી.

૫. તે નાયકાનું મુખ ચંદ્રમા જેવું (કયા ચંદ્રમા જેવું?) તો કહે છે કે પુર્ણીમાના પૂરા ચંદ્રમા જેવું (કઇ પુર્ણીમા?) શરદઋતુની પુનમ કે જે આખા વર્ષમાં સૌથી શ્રેષ્ટ ગણાય છે, અને કહે છે કે તે દિવસે મોતી પાકે છે; એને પૌઆપુનમ પણ કહે છે, અને ચંદ્ર બહુ શીતળ હોવાથી કવિને કાવ્યરચના માટે એક અજબ વસ્તુ પ્રાપ્ત થાય છે. શરદઋતુની પુર્ણીમાનો ચંદ્ર પણ આકાશમાં નિર્મળ એટલે વાદળાં વગર હોય, તો તે ચંદ્ર બહુજ શોભે છે.

કવિ ઘટના કરે છે—કે નિર્મળ વગર વાદળાંના આકાશમાં શરદ પુર્ણીમાનો ચંદ્ર શોભતો હોય એવી ચંદ્રમુખી નાયકા.

૬.—નાક તો જેનું દીપક સમાન (દીપક કેવો?) સીખાબંધ, એટલે સલામત. (વળી કયે સમયનો દીવો?) અંધારી રાત્રીમાં દીવો બળતો શોભે; દિવસનો દીપક શોભા આપે નહી. અને તે દીવો ઘરમાં બળતો હોય તેવો રસ્તામાં કે ઓટલે મુકયો હોય તો દીવાને પવન લાગવાથી દીપકની સીખા તૂટી જાય છે.

કવિ કહે છે—કે ઘરની અંદર, રાતને વિષે સીખાબંધ બળતા દીપક સમાન નાકવાળી.

૭.—જે નાયકાની આંખો હરણના જેવી હોય. હરણની આંખ મોટી હોવાથી કવિઓ આંખને હરણની આંખની ઉપમા આપતા આવ્યા છે. ( તે હરણ કેવું ? ) દોડતું. દોડતા હરણની આંખમાં ચમક અને કટાક્ષ વિશેષ હોય. ( વળી કઇ જાતિનું હરણ ? ) તો કહે છે કે કસ્તુરીઆ મૃગ—જે મૃગ—હરણ નેપાલ દેશમાં થાય છે, અને જેની નાભીમાં કસ્તુરી પાકે છે, તે હરણની આંખ અતી રમણિક હોય છે. ( વળી તે હરણ પાળેલાં પણ હોય છે તો આ મૃગ કયો ?) તો કહે છે કે જંગલને વિષે દોડતો હોય એવો.

કવિ નાયકાની આંખને નેપાલના જંગલોમાં દોડતા કસ્તુરીઆ મૃગની આંખ સાથે સરખાવી તેવી આંખવાળી નાયકા કરી કહે છે.

૮. જેનો ચોટલો—વેણી નાગના જેવો લાંબો અથવા કાળો હોય. (તે નાગ કેવો ?) બાળક—જુવાન, જુવાન નાગ બહુજ કાળો હોય છે, ત્યારે વૃદ્ધ નાગ સફેદીપર આવી જાય છે. (વળી કેવો કે ?) જેણે પોતાની કાંચળી ઉતારેલી હોય. કાંચળી શરીર ઉપર હોય ત્યાં સુધી ઓછો કાળો જણાય છે. (વળી કયા સ્થળને વિષે ?) તો કહે છે કે ચંદનના ઝાડને લપેટાયલો નાગ જે શોભા આપે છે તે અલૌકિક હોય છે.

કવિ સ્ત્રીની વેણીની ઉપમા ચંદનના ઝાડને લપેટાયલા, કાંચળી ઉતારેલા, જુવાન નાગની સાથે આપે છે.

એ પ્રમાણે ચાલ, જાંગ, કમર, સ્તન, મુખ, નાક, અને ચોટલાને હાથી, કેળ, વાઘ, ચકવ, ચંદ્ર, દીપક, હરણ અને નાગની ઉપમા આપતાં કવિએ એકથી વિશેષ એમ ચઢતાં દરેકને ત્રણ ત્રણ વિશેષણો લગાડી તેમજ કાવ્યમાં એક પણ શબ્દ નકામો ન મુકી કાવ્યચતુરાઇનો અજબ નમુનો બતાવ્યો છે.

---

## ૩૦. કુંજ.

ઉદેપુરનો પ્રતાપ રાણો જેણે પોતાના કુળની કોઇપણ પુત્રી બાદશાહને નહી આપી ને મોટી લઢાઇઓમાં ઉતરીને જંગલે જંગલ રખડીને પણ પોતાની ક્ષત્રીટેક જાળવી હતી, તેની બાબતમાં એક હકીકત બહાર આવી છે. તે પોતાના મુખથી કદીપણ અકબરને "બાદશાહ" કરી નહી કહેતો હતો, પણ હમેશાં તુર્ક, કલમા, ખોરાસાની યવન આદિ શબ્દ વાપરતો હતો.

એક સમયે બાદશાહે પોતાના સેનાધિપતી કે જેણે ચિતોડને ઘેરો ઘાલ્યો હતો તેને કહાવ્યું કે એકદમ પ્રતાપને તાબે કર, અથવા પકડીને મોકલ. સેનાપતીએ બાદશાહની નારાજગી જોઇ એક ખોટો પત્ર પ્રતાપના નામનો ઉભો કરી બાદશાહ પાસે કોઇ રજપુત સાથે મોકલ્યો. પ્રતાપની તરફથી એ પત્ર આવ્યો છે, અને તે પત્રમાં તાબેદારી કબુલ કરવામાં આવેલું જણાવેલું જોઇ બાદશાહે ખુશી થઇ બીકાનેરના રાજા રાઠોડ પૃથ્વીરાજજી જેઓ દિલ્હી રહેતા હતા, તેઓને બોલાવી કહ્યું કે "આજે મને ખરો આનંદ થયો છે, કારણકે પ્રતાપ વશ થયો છે." એમ કહી તે પત્ર તેમને બતાવ્યો. તે પત્રમાં અક્ષર પ્રતાપરાણાના જેવાજ બનાવેલા હતા. પૃથ્વીરાજે કહ્યું કે "બાદશાહ" શબ્દ અંદર લખ્યો છે એ વાંચી મને શક જાય છે કે એ કાગળ બનાવટી છે. પ્રતાપે તો એકલિંગજી મહાદેવ સમક્ષ પણ (પ્રતિજ્ઞા) લીધેલું છે કે "મારો બાદશાહ તે મારો મહાદેવ," તેથી તે આવો પત્ર કદી લખેજ નહી.

તે ઉપરથી એ પત્ર વિષે ખાત્રી કરવા બાદશાહની આજ્ઞા થતાં પૃથ્વીરાજે નીચે લખેલા વીરત્વના બે સોરઠા પ્રતાપને લખ્યા. પૃથ્વીરાજ બાદશાહને યદ્યપિ વશ હતો, પણ ક્ષત્રીવટ રાખનાર ઉપર ભક્તિભાવ રાખતો હતો કે પ્રતાપ જેવા બહાદૂર વીરરત્નો હજુ ભારતભૂમિમાં છે.

### સોરઠા.

પાતલ જો પતશાહ,<br>
બોલે મુખ હુંતાં વયણ;<br>
મહર પછમ દશ માંહ,<br>
ઉગે કાસંપ રાવ ઉત.—૧૩૭.

પટકું મુંછાં પાંણ,<br>
કે પટકું નીજ તન કરદ;<br>
દીજે લીખ દીવાણ,<br>
ઇણ દો મહલી બાત ઇક.—૧૩૮.

**અર્થ**—હે પ્રતાપ, પાદશાહ મોંઢામાંથી જેમ આવે તેમ બોલે છે; અથવા શું તારા મોંઢામાંથી પાદશાહ શબ્દ નીકળ્યો ? હે, કાશ્યપ રૂષિના વંશજ ! શું મહર—સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગવા લાગ્યો ?

પાણુ—પાણિ—મારો હાથ મારી મુછ ઉપર બાદશાહની આગળ મુકી મુંછ પર તાલ દઉં કે એજ હાથે મારા શરીરમાં કરદ—તલવાર ભોંકું ? એકલિંગજી મહાદેવના દીવાન—રાણા પ્રતાપ મને લખી મોકલ કે એ બેમાંથી મારે કઈ બાબત કરવી ?

એનો ભાવાર્થ એવો થાય છે કે જો તું "પાદશાહ" એવો બોલ બોલ્યો હોઈશ તો મારે પાદશાહ આગળ છાતીમાં તરવાર ભોંકી આપઘાત કરવો પડશે, અને જો નથી બોલ્યો તો મારી મુછો પર બાદશાહ આગળ હાથથી તાલ દઈશ કે જુઓ રાણો પ્રતાપ. પૃથ્વીરાજને રાણાનું એટલું બધું ગુમાન હતું.

આ પત્ર જેવો પ્રતાપ રાણાને જંગલમાં મળ્યો તે વખતે અંદરની મતલબ સમજી જઈ વિક્રાળ સિંહની માફક ક્રોધાયમાન થઈ, નીચે પ્રમાણે દોહરા એ પત્રના જવાબમાં લખીને પૃથ્વીરાજને મોકલ્યા.

**દોહા.**

તુરક કહાસી મુખ પતો,
  ઈણુ તનસું એકલંગ;
ઉગે જાંહી ઉગસી,
  પ્રાચી બીચ પતંગ.—૧૩૯.

ખુશ હુતા પીથલ કમંધ,
  પટકો મુંછાં પાણ;
પછટણુ હે જે તે પતો,
  કલમાં સિર કેવાણુ.—૧૪૦.

**અર્થ**—પતો—પ્રતાપ (જેમકે રતો તે રતનસિંહ) ના મોંઢામાંથી તો "તુરક" શબ્દ કરીનેજ કહેવાશે. આ શરીર—મારા શરીરે તો શ્રી એકલિંગજીનેજ ધાર્યા છે (આ શરીરના મને તો તેજ બાદશાહ છે). પ્રાચી—પર્વ દિશામાં જ્યાં કે પતંગ—સૂર્ય હમેશાં ઉગે છે ત્યાંજ ઉગશે.

હે રાજબીજ પીથલ—પૃથ્વીરાજ ! ખુશી થઈને તમારી મુંછો ઉપર તમારા પાણુ—હાથ પટકો, કારણકે (અકબરના) કલમા—મુસલમાનના માથાપર કેવાણુ—તરવાર પછટવાનેજ હું પ્રતાપ પેદા થયો છું.

એવું કહેવાય છે કે આ પત્ર પૃથ્વીરાજને મળતાં બાદશાહ આગળ રજુ કર્યો. તેપરથી બાદશાહે ગુસ્સે થઈ મોટી ફોજ લઈ જાતે ચઢાઈ કરવાનો ઈરાદો કર્યો. પૃથ્વીરાજની સાથે મસલત કરતાં તેને માલમ પડયું કે આવો ટેકી રજપુત—રાણા જેવો એક મિત્ર જરૂર રાખવો જોઈયે, કે જે બહારની આફત આવે ત્યારે મદદ કરે. તે ઉપરથી મોટું દિલ વાપરી, પોતેજ સલાહનું કહેણુ મોકલ્યું કે આપની રાજગાદીમાં બેસી જાઓ, અને અમને મદદની જરૂર પડે ત્યારે આપ મિત્ર હોવાથી જાતે દિલ્હી ન આવતાં આપના પાટવી કુંવરને મોકલશો. આપ આજથી અમારા સમાન મિત્ર છો.

---

એ પ્રતાપ રાણાએ કેટલોક સમય શાંત્તિમાં ગાળ્યો. એના પુત્ર અમરસિંહ વિષે પણ એમ કહેવાય છે કે જે વખતે તે બાદશાહની ફોજની સામા મેદાનમાં લઢતો હતો ત્યારે પોતે લશ્કર સુધાં હાર ખાતો જોઈને બોલી ઉઠયો કે:—

ચવાંણાં દિલ્હી ગઈ, રાઠોડાં કનવજ,
અમર પયંપે કાનને, વો દિન દીસે અજ.—૧૪૧.

**અર્થ**—પૃથ્વીરાજ ચહુઆણના હાથમાંથી દિલ્હી જવાનો જેવો દિવસ આવ્યો હતો, અને જેચંદ રાઠોડના હાથમાંથી કનોજ મુસલમાનને હાથ જવાનો જેવો દિવસ આવ્યો હતો, તેવોજ દિવસ અમરસિંહ શ્રી કાન—પરમાત્માને (અથવા કાન સામંતને) કહે છે કે આજે આવેલો મને નજરે પડે છે, અર્થાત આજે મારા હાથમાંથી પણ ચિતોડ મુસલમાનોને હાથ જાય છે.

એક સામંત ચારણકવિ આવું કાયરપણાનું વેણુ સાંભળી ઉછળ્યો અને બોલ્યો કે:—

**દોહા.**

ધડ રહેસી, રહેસી ધરમ,
  ખપ જાસી ખુરસાન;
અમર બીસંભર ઉપરા,
  નેહચો રાખે રાણ.—૧૪૨.

**અર્થ**–હે રાણા ! તારૂં ધડ સલામત રહેશે, અને ધર્મ ( જે ધર્મ માટે ટેક રાખી છે તે ) પણ રહેશે. ખુરસાન–મુસલમાન ખપી જશે–હારીને નાશ પામશે.–ઉપર અમર એવા વિશ્વંભરનાથ બેઠેલા છે, તો હે, રાણાં ! તું નેહચો–નિશ્ચય–ધીરજ રાખ ! ફીકર નહી કર.

આ સાંભળી સામંતોમાં શૂર આવ્યું અને તેઓએ એકદમ હલ્લો કરી બાદશાહની ફોજને નસાડી.

મેવાડના સંબંધમાં વીરરસના ઘણાં કાવ્યો મળી આવે છે.

---

## ૩૧ કુંજ.

દરરોજ રાજાએ શું કરવું તે માટે રાજનીતિજ્ઞ કવિ જસુરામ કહે છે કેઃ–

**કવિત્ત.**

રોજ ઉઠ નાહીબો,
  ફીરાહીબો તુરંગનકો,
પાન ફુલ ચાહીબો,
  બીબેકકું બઢાઇએં;
ધારીબો બીચિત્રનકો,
  મિત્રનકું ધારી ધારી,
શત્રુકું બિસારબો ન,
  ટારીબો સરાઇએં;
સહાનકો મારીબો ન,
  ચોરકું ઉગારબો ન,
એક ઘરીહુકો ગુન,
  ઉમર નીભાહીએં;
રાજનીતિ રાજબંશી,
  રાજનકું જસુરામ,
એક એક દિનમેં,
  ઉપાય એતો ચાહિએં.–૧૪૩.

**અર્થ**–રોજ ઉઠી સ્નાન કરી, ઘોડાને ફેરવવો, પાન અને ફુલ ઉપર ચાહ રાખવો, પોતાના વિવેકને વધારવો.

વિચીત્ર વસ્તુનું લક્ષ વધારે રાખવું, મિત્રને યાદ કરવો, શત્રુને પણ ભુલવો નહી પણ ટાળતા રહેવું.

શાહની આબરૂ ઉપર હુમલો કરવો નહી, ચોરને બચાવવો નહી, એક ઘડી પણ કોઇએ ગુણ કર્યો હોય તો તે આખી ઉમર સુધી નિભાવી રાખવો એટલે ભુલવો નહી.

જસુરામ કહે છે કે નીતિવાળા રાજવંશી રાજાએ દરરોજ ઉપર કહેલા ઉપાય તો હાથ ધરવાજ જોઇએ.

---

જૂઠ વિષે લખતાં એક કવિ કહે છે કેઃ–

**દોહરો.**

જુઠા બોલાનું જુઓ,
  બધું જાઠમાં જાય;
વીંછી કરડે ભાંડને,
  સાચે જુઠું મનાય.–૧૪૪.

**અર્થ**–જૂઠો માણસ સાચું બોલે તે પણ જૂઠું કરી માનવામાં આવે છે, જેમકે ભાંડ એટલે નકલ કરી હસાવનારાને જો વીંછી કરડયો હોય ને બૂમ પાડે તોપણ કોઇ માને નહી; પણ એ પણ ઢોંગ કરી રડતો હશે એમ લેખવામાં આવે છે.

---

**દોહા.**

લિખના પઢના ચાતુરી,
  યે સબ બાતાં સહેલ;
કામ દહન, મન વશકરન,
  ગગન ચઢન મુશ્કેલ.–૧૪૫.

**અર્થ**–લખવું, વાંચવું, ચતુરાઇ બતાવવી, એ કામો પણ સહેલાં થઇ શકે છે, પણ કામને જીતવો, મનને વશ કરવું અને આકાશમાં ઉડવું એ બહુ મુશ્કેલ છે.

---

**દોહા.**

ઇશ્ક, મુશ્ક, ખુલસ, ખાંસી,
  ઔર પીવે મધુપાન;
ઇતના છુપાયા નહી છુપે,
  પ્રગટ હોય નિદાન.–૧૪૬.

**અર્થ**–ઇશ્ક–જારી–રંડીબાજી, કસ્તુરીનો વાસ, ક્રોધ, અને ખાંસી, તેમજ દારૂ પીધેલો માણસ, એટલી વસ્તુ ગમે તેટલી છુપાવવા ચાહો તો છુપતી નથી, પણ આખરે પ્રગટજ થઇ જાય છે.

---

કારણકે દારૂ વાસ્તે કહ્યું છે કે:-

અફીણ રંગ ભુતીઆં,
ગાંજા રંગ સુતીઆં;
તંબાકુ રંગ તુતીઆં,
દારૂ રંગ જુતીઆં.-૧૪૭.

જેમકે-જુઠાની હા, છિનાળવાની મા, કસાઇની ગા અને જુગારીની ના, એટલાં કદી સાચાં મનાયજ નહી.

---

કૌરવ પાંડવોની લઢાઇનો સમય આવતાં લઢાઇનું કહેણુ સો કૌરવોના પિતા ધ્રતરાષ્ટ્રની પાસે આવ્યું, ત્યારે સંજય જે કૌરવોની સભામાં બેઠા હતા, તે સંજયને ધ્રતરાષ્ટ્રે પૂછયું કે આ દૂત શું લાવ્યો છે?

સંજય જવાબ દે છેઃ-

**કવિત્ત.**

ભીમકો દીયો થો બિખ,
તા દીન ભયો હો બીજ,
લાખાગ્રહ ભયો તાકો,
અંકુર લખાયો હૈ;
દૂત ક્રીડા કાલ બીસ્તાર-
પાય બડો હુવો,
દ્રૌપદી હરણુ ભયો,
ગંજરીતેં છાયો હૈ;
પછે ગાય ઘેરી તબ,
પુષ્પ ફલ ભાર ભયો,
તેનેહી કુમંત્ર જલ,
સિંચકે બઢાયો હૈ;
વિદુરકે વચન કુઠારતેં-
ન કટયો વૃચ્છ,
તાકો ફલ પાકયો સો,
ભૂપ તેરી ભેટ આયો હૈ.-૧૪૮.

**અર્થ**-આ કાવ્યમાં કવિએ મહા ચતુરાઇ વાપરી છે. દૂતના સંદેશા (પૈગામ)ને એક ફળની ઉપમા આપી છે, અને તે ફળ કેવી રીતે ઉત્પન્ન થયું તે સંજય કહે છે કે:-જે વખતે ભીમને ઝેર આપવામાં આવ્યું, ત્યારે એક (શત્રુતારૂપી વૃક્ષનું) બીજ રોપવામાં આવ્યું હતું. પછી લાખાગ્રહ મકાન બનાવી તેને આગ લગાડી ત્યારે તે બીજને અંકુર ફુટયો હતો. દૂત ક્રીડા વગેરે કરી જુગટાં પાંડવ અને કૌરવ રમ્યા ત્યારે તે અંકુર વિસ્તાર પામીને મોટો થયો અને ઝાડ રૂપ થયું. દ્રૌપદીનું હરણ કરવામાં આવ્યું ત્યારે તે ઝાડના ઉપર ગંજરી એટલે મોર આવ્યો.

ત્યાર પછી પાંડવોની ગાયો જંગલમાં ઘેરી ત્યારે તે શત્રુતારૂપી વૃક્ષના ઉપર ફુલ ફુલી ને ફળનો બોજો થયો, અને કુમંત્ર-ખોટી સલાહ-ખોટી વાંત્સના વગેરેરૂપી પાણી, હે! ધ્રતરાષ્ટ્ર! તું હમેશાં તે ઝાડને પાતો રહ્યો હતો, અને તેથી તે મોટું થયું.

વિદુર જેવા મહાત્માની નીતિની નેક સલાહરૂપી કુઠાર-કુહાડા વડે તે ઝાડ કપાયું નહી. હવે તેજ ઝાડનું ફળ પાકયું છે, તે હે રાજા, તારી પાસે ભેટ તરીકે આવ્યું છે; અર્થાત લઢાઇ કરવાનો વખત આવ્યો છે.

આ કાવ્યમાં કવિએ પાંડવ કૌરવની લઢાઇનો આખો ઇતિહાસ યુકિતથી અલંકારિક ભાષામાં વર્ણવી કવિચાતુર્ય બતાવ્યું છે. મહાભારત જાણનારાઓને એ કાવ્ય અતિ રસીક માલમ પડશે.

---

વૃંદ કવિ કહે છે:—

શીલ, કરમ, કુલ શ્રુત ચતુર;
પુરૂષ પરિક્ષા જાન,
તાડન, છેદન, કસનપન;
ઇનતેં કનક પિછાન.-૧૪૯.

**અર્થ**-ચતુર પુરૂષની પરિક્ષા તેના શીયળ કર્મ અને કુલથી થાય છે, જેમકે સુવર્ણની પરિક્ષા પીટવાથી, કાપવાથી અને કસવાથી થાય છે.

---

## ૩૨. કુંજ.

કબીરજી કહે છે:-

**સાખી.**

જો તોકું કાંટા બૂવે,
તાહી બોઇ તૂ ફુલ;
તાકોં ફુલકે ફુલ હૈ,
તાકોં હૈ તીરસૂલ.-૧૫૦.

**અર્થ**-જો કોઇ તારા રસ્તામાં કાંટાનું ઝાડ રોપે તોપણ તારે તો ફુલનુંજ ઝાડ રોપ

તું કારણકે તારા રોપેલા ઝાડને ફુલજ લાગશે, પણ તેણે કાંટાનું રોપેલું હોવાથી તેને તીરસૂલ–કાંટાજ આવવાના.

એમાં ભાવાર્થ એ છે કે જો કોઇ તારૂં બૂરૂં કરવા તાકે તોપણ તારે તેનું ભલું ચિંતવવું, કારણકે આખરે બૂરાનો બદલો બૂરો અને ભલાંનો તો ભલોજ છે.

---

**સાખી.**

દુરબલકો ન સતાઇએ,
જાકી મોટી હાય;
મુઇ ખાલકી સ્વાસસેં,
લોહસાર ભસ્મ હો જાય.–૧૫૧.

**અર્થ**–દુર્બળ માણસને સતાવવો નહી, કારણકે ગરીબની હાય–નિશ્વાસ–શ્રાપ બહુ નુકસાનકર્ત્તા હોય છે; જેમકે મરેલા જાનવરનું ચામડું હોય તોપણ તેની બનાવેલી ધમણ વડે લોહસાર–પોલાદ જેવું લોખંડ પણ બળીને ભસ્મ થઇ જાય છે.

---

મેવાડના રાણાના સંબંધમાં એક જુના કવિએ વીરરસના દોહા કહ્યા છે:–

**દોહા.**

ભોમ પરખો હો નરાં,
કહા પરખો હો બંદ;
ભોંય વિણુ ભલા ન નીપજે,
ત્રણ, કણ, તુરી, નરંદ.–૧૫૨.

**અર્થ**–બીજની પરિક્ષા કરતા પહેલાં ભૂમિની પ્રથમ પરિક્ષા કરી લેજો, કારણકે સારી ભૂમી વગર ઘાસ, અનાજ, ઘોડો અને રાજા એ ચાર વાનાં શ્રેષ્ટ નીપજતાં નથી.

અત્રે ભૂમીનો બીજો અર્થ ઘોડી તેમજ રાણી થાય છે, કે જેમાંથી ઘોડો અને રાજા ઉત્પન્ન થાય છે.

---

**દોહા.**

બાજા બાબર શાહરા,
લે ગયો સાંગો રાણ;
નવા ઘડાયા વાજસી,
નરવરમેં નીશાણ.–૧૫૩.

**અર્થ**–પહેલા મોગલ બાબર બાદશાહની અને સાંગા રાણા (ચિતોડના)ની લડાઇ થઇ ત્યારે બાબરને હરાવી તેના નગારાં સાંગો રાણો લઇ ગયો હતો. કવિ કહે છે કે હવે તો નવાં બનાવશો ત્યારે વાગશે. આ વસ્તુ બની તે એક નિશાન તરીકે સમજવી એવો અર્થ સંભવે છે.

---

તું વામે તૂં દાહણે,
તૂ દ્રગ દ્રગ દીવાણ;
પાય પાય તૂં પૂઠે રહે,
આઇ આગેવાણ.–૧૫૪.

**અર્થ**–હે પ્રતાપ ! મેવાડીઓના લશ્કરની ડાબી બાજુએ જુઓ તો તું હાજર, જમણીએ તું હાજર, હે દીવાણ ! (ઉદેપુરના રાણા એકલિંગજી મહાદેવના દીવાન કરીને કહેવાય છે. અને "એકલિંગજી મહાદેવરા દીવાણને ઘણી ખમા" એમ નેકી પણ પોકારાય છે.) જ્યાં દ્રષ્ટિ કરીએ તો તુંજ નજરે આવે છે.

પોતાની પાછળ કોઇ જુએ છે તો તનેએકજ પાંવડા પછવાડે ઉભેલો જુએ છે, વળી જ્યાં જોઇએ ત્યાં આગળનો આગળ તુંજ જણાય છે: અર્થાત વ્યુહ રચનામાં, લશ્કરની કુચમાં પ્રતાપ રાણો જગે જગે હોદી રહ્યો છે.

---

કવિ ગિરધરના કુંડળીઆ બહુ ચમકદાર ગણાય છે. જેમકે:–

**કુંડળીયા.**

સાંઇ યે ન બીરોધીએ,
ગુરૂ પંડીત કવિરાય,
બેટા બનીતા પૌરીયા,
યજ્ઞ કરાવનહાર;
યજ્ઞ કરાવનહાર,
રાજમંત્રી જો હોઇ,
બિપ્ર, પરોસી બૈદ,
આપકો તપે રસોઇ;
કહે ગિરધર કવિરાય,
યહે કૈસી સમઝાઇ,
ઇન તેરહતેં તરહ,
દીયે બન આવે સાંઇ.–૧૫૫.

**અર્થ**—સાંઇ-ફકીર ગિરધરે કુંડળીઆમાં સાંઇ કરીને ઘણે સ્થળે સંબોધન કરી લખ્યું છે. નીચે જણાવેલા માણસો સાથે કદી વિરોધ-વેર-દુશ્મની કરવી નહીં.

પોતાનો ગુરૂ, પંડિત પુરૂષ, કવિ, પુત્ર, પોતાની સ્ત્રી, પોળનો રક્ષણ કરનાર, (રાજ અથવા ગામની) યજ્ઞ કરાવનારો-ધર્મક્રીયા કરાવનાર, રાજાનો દીવાન, બ્રાહ્મણ, પડોસી, વૈદ્ય કે જેની દવા ખાતા હો, અને પોતાનો રસોઇઆ.

કવિરાય ગિરધર કહે છે કે બની શકે ત્યાંસુધી એ તેર જણાથી બચીનેજ ચાલવું.

વિચાર કરતાં કવિનું લખવું બહુજ ઠીક લાગે છે, કારણકે એ તેરની સાથે વેર બાંધેલું સારૂં નહીં.

---

### ચિંત્તા વિષે.

### કુંડળીઆ.

ચિંત્તાજવાલ શરીર બન—
દાબા લગી લગી જાય,
પ્રગટ ધુંઆ નહી દેખીએ,
ઉર અંતર ધુંધુંવાય;
ઉર અંતર ધુંધુવાય,
જરૈ જ્યોં કાચકી ભટ્ટી,
જર ગો લોહૂ માસ,
રહ ગઇ હાડકી ટટ્ટી;
કહે ગિરધર કવિરાય,
સુનો હો મેરે મિન્તા,
વે નર કૈસે જીએઁ,
જાહી તન વ્યાપે ચિંત્તા—૧૫૬.

**અર્થ**—ચિંત્તારૂપી જ્વાળા—અગ્નિ દાવાનળની માફક લાગીને શરીરને બાળી નાખે છે. વળી ચિંત્તા—ફીકરની અગ્નિ એવી છે કે અગ્નિ અને દાવાનળનો તો ધુંવાડો દેખાય છે, પણ ચિંત્તારૂપી અગ્નિનો તો બહાર ધુંવાડો પણ દેખાતો નથી.

એ અગ્નિથી છાતીની અંદરનું અંતર—દિલ ધુંધવાઇને બળ્યા કરે છે, જાણે કાચની ભઠ્ઠી બળતી હોય તે પ્રમાણે તે બળે છે, શરીરમાંનું લોહી અને માંસ બધું બળી જાય છે, અને માત્ર હાડકાંની ટટ્ટી—હાડપિંજર રહી જાય છે.

કવિ ગિરધર કહે છે, કે હે મારા મિત્રો, સાંભળો! કે જેના શરીરમાં ચિંત્તા વ્યાપે છે તે નર કેવી રીતે જીવી શકે?

---

### સમશ્યા.

રંગબેરંગી એક પક્ષી બના,
છોટી ચોંચ ઔર કાટે ઘના;
તીસ તીસ મીલ બીલમેં બસે,
જીવ નહી અરૂ ઉડકે ડસે.—૧૫૭.

**અર્થ**—એક રંગબેરંગી પક્ષિ છે, તેને ચાંચ તો નાની છે, પણ કરડે ઘણું છે. એક બીલ—દરમાં ત્રીસ ત્રીસ મળીને તે પક્ષિઓ સાથે રહે છે, અને તેનામાં જીવ નથી પણ ઉડીને કરડે છે, તે શું?

જવાબ—**તીર**.

તીરપર રંગીન રેશમ અને પીછાં હોવાથી રંગબેરંગી જણાય છે. લોખંડનું ફળ નાનું હોય છે, પણ માણસનો જીવ એક તીર લાગતાં જાય છે. ભાથોડ—ચામડાની કોથળી જેવી હોય છે, તેમાં ત્રીસ તીર રાખવામાં આવે છે; જીવ હોતો નથી પણ ઉડીને વાગે છે.

---

## ૩૩. કુંજ.

---

### ગુઢ કાવ્ય.

હંસપેં ગેહંદ, ગેહંદપર સંઘ.—
સંઘપર સરોવર;
સરોવરપર ગિરવર,
ગિરવરપર ભમર;
ભમર પર કમળ—
કમળ બીચ કોયલ બોલે;
કોમલપર કીર,
કીરપર મૃગજ ડોલે;
મૃગપેં મયંક,
ચંદ્રપર શેષનાગ રહે;
વૈતાલ કહે વિક્રમ સુનો,
હંસની ભાર ઇતા સહે.—૧૫૮.

**અર્થ**—શબ્દાર્થે એ કાવ્યનો એવો થાય છે કે વૈતાલ કવિ વિક્રમ રાજાને કહે છે કે, એક હંસની (હંસ પક્ષિની માદા) છે તેના પર એટલો બધો બોજો છે કે, તેનાપર એક

હંસ બેઠો છે, હંસની ઉપર ગેહંદ—હાથી છે, હાથીના ઉપર એક સંઘ—સિંહ છે, વળી તે સિંહના ઉપર એક સરોવર છે.

તે સરોવરપર ગિરવર—પહાડો છે; વળી પહાડોની ઉપર ભમરા બેઠેલા છે, અને ભમરાની ઉપર કમળ છે (જ્યારે વાસ્તવિકમાં કમળની ઉપર ભમરા બેસે છે.) તે કમળની વચ્ચે કોયલ બોલે છે.

કોયલના ઉપર એક પોપટ બેઠો છે, અને પોપટની ઉપર મૃગ—હરણો ચરે છે.

મૃગની ઉપર મયંક—મૃગાંક—(હરણના ચિન્હવાળો) ચંદ્રમા છે, અને તે ચંદ્રની ઉપર શેષનાગ ગુછળું વાળી બેઠો છે. હંસની ના ઉપર એટલો બધો બોજ છે.

કાવ્યનો ભાવાર્થ એવો છે કે, પગથી માથા સુધી વર્ણન કરતાં હંસની એટલે નાયકાની ઉપર હંસ છે એટલે હંસ સમાન જેની ચાલ છે અને ચાલ—પગપર હાથીની સુંઢ જેવી જેની બે જાનુ—જાંગ છે. જાંગની ઉપર સિંહની કમર જેવી પાતળી કમર છે, તેના ઉપર સરોવરની ઉપમા જેવી નાભી છે.

નાભીના ઉપર ગિરવર—પહાડની ઉપમા ના યુગલ સ્તનો છે. સ્તનના ઉપર કાળા રંગની વોંડી (બીંટડી) રૂપે ભમર છે અને તેના ઉપર કમળ જેવું મુખ છે. તે કમળ પર વચમાં કોયલ જેવો કંઠ છે.

તે કોયલની ઉપર પોપટ જેવું નાક શોભી રહ્યું છે. પોપટ—નાકપર મૃગની આંખો સમાન નેત્ર છે.

આંખોની ઉપર ચંદ્રમા જેવું ભાલ—લલાટ—કપાળ છે. વળી ચંદ્રની ઉપર શેષનાગ જેવો માથાનો વેણી—ચોટલો ગુંછળું વળેલો શોભી રહયો છે.

---

### કેટલાંક દ્વીઅર્થી નાનાં કાવ્યો.

---

#### સમશ્યા.

મોટું પેટ શકાય ન માપી,
મરજાદા ન લોપે કદાપી;
નૌતમ ગુણનો એવો નાગર,
શું સખી સજ્જન? ના સખી—સાગર.—૧૫૯.

આ કાવ્યોમાં એક સખી બીજી (નવોઢા)ને પ્રશ્નો પુછે છે. તે પ્રશ્નોના ઉત્તર દેખીતા એવા થાય છે કે, જાણે તે સખી બીજી પ્રત્યે તેના સ્વામીના અર્થમાં કહે છે અને ખરેખરો બીજો અર્થ બતાવીને તે તે સખીની ઠેકડી કરે છે.

**અર્થ**—જેનું મોટું પેટ છે, એટલે જેના પેટમાં દરેક વાત રહી શકે છે, તેમજ પોતાની મરજાદા લોપતો નથી, (સુજ્ઞ સ્વામી એમજ કરે) એવો નાગર—સુઘડ નૌતમ—નવા ગુણોથી ભરપૂર છે તે કોણ?

નવોઢા કહે છે કે,

**એ તો સજ્જન—સ્વામીજ;**

તો પેલી પાછી સખી કહે છે કે, ન એ તો,

**સાગર એટલે દરીઓ.**

કારણકે દરીઆમાં પણ ઉપર કહેલા ગુણો ઘટી જાય છે. સમુદ્ર વધારેમાં વધારે ચઢે તેટલોજ ચઢે છે, તેથી તે પોતાની મર્યાદા—હદ મુકતો નથી; તેમજ તેનું પેટ મોટું છે અને તેથી સાગરને ગંભીરતાની પણ ઉપમા આપી છે.

---

#### સમશ્યા.

મારગડેથી જાતાં મોહી,
જીવમાં હરખી જીવન જોઈ;
એ પછી એના ગઈ અગાડી,
શું સખી સજ્જન? ના સખી—વાડી.—૧૬૦.

**અર્થ**—રસ્તે જતાં મોહી, તેનું જીવન જોઈ દિલમાં આનંદ પામી, પછી હું તેની પાસે ગઈ.

નવોઢા કહે છે:—**એ તો સજ્જન—સ્વામી** હોય.

બીજી સખી કહે છે કે:—**એ તો વાડી.**

રસ્તે જતાં વાડી—બાગ જોતાં મોહી પડાય છે, વળી બધાં ઝાડ લીલાં જીવનવાળાં હતાં, અને પછી તે બાગમાં જઈને બેઠી.

---

### સમશ્યા.

આવી સ્કંધ ઉપર મુજ પડે,
મુજ મસ્તક શોભા એની વડે;
તેલથી મર્દન તન કરૂં બેશ,
શું સખી સજ્જન? ના સખી—કેશ.—૧૬૧.

**અર્થ—સ્વામીના** અર્થમાં—સ્કંધ એટલે ખભા ઉપર પડે, મારા માથાની શોભા એટલે સ્વામી માથાનો મુગટ છે, અને તેલથી મર્દન સ્વામીને કરે.

**કેશ** એટલે વેણી—ચોટલાના અર્થમાં બાલ ખાંધ ઉપર પડે છે, માથાની શોભા રૂપ છે અને તેલ ચોટલામાં ઘાલી મર્દન કરવામાં આવે છે.

---

### સમશ્યા.

પાકાઇ છે તો તનમાં પૂરી,
પણ પરગજુ કાયા છે શૂરી;
શોભા સભા તણી સુખદાન,
શું સખી સજ્જન? ના સખી—પાન.—૧૬૨.

**અર્થ—સ્વામીના** અર્થમાં—સ્વામી પાકો છે. તેમ શૂરવીર અને પરગજુ છે, સભાની શોભારૂપ અને સુખનો આપનાર છે.

**પાનના** અર્થમાં—પાન પાકું રહે છે, અથવા અંદર રંગ છુપાયલો છે, તેથી પકાઇ છે. બીજાના ખાવાના કામમાં આવે તેથી પરગજુ અને તીખાસ લાગે તેથી શૂરી અથવા લાંબો વખત ટકી રહે તેથી શૂરી કાયાવાળું; સભામાં ગયા તો પાનની શોભા છે. અને મુખમાં આનંદ આપે છે.

---

### સમશ્યા.

સોડ વિષે સંતાઇને આવ્યો,
ભલો ભુવન મારામાં ભાવ્યો;
સ્નેહવંત એ સદૈવ જીવો,
શું સખી સજ્જન? ના સખી—દીવો.—૧૬૩.

**અર્થ—સ્વામીના** અર્થમાં—સોડમાં સંતાઇ સુનારો, મારા ઘરમાં આનંદ આપનારો, સદા સ્વામી જીવતો રહે જેથી અખંડ સૌભાગ્યવંતી રહું.

**દીવાના** અર્થમાં—દીવાસળીની શોધ ન હોતી થઇ ત્યારે બીજાને ત્યાંથી દીવો સળગાવી ને પવન લાગે માટે લુગડાંની સોડમાં બૈરાં લઇ આવતાં હતાં. મકાનમાં આવ્યો તો સારૂં થયું કે, અજવાળું થયું.
દીવો સદા જીવો.

---

મેવાડના ટેકી રાણા પ્રતાપના સંબંધમાં આઢા કવિ દુરસાજી કહે છે:—

### સોરઠો.

સુખહિત સ્યાળ સમાજ,
હિંદુ અકબર બસ હુવા;
રોસીલો મૃગરાજ,
પજે ન રાણુ પ્રતાપસી.—૧૬૪.

**અર્થ**—જે જે હિંદુઓ અકબરને વશ થયા તે માત્ર સુખને માટે તેથી તેઓને સીઆળવાંની સમાજ કરીને કવિ લખે છે.

પણ ગુસ્સાબાજ જે મૃગરાજ—સિંહ તે તો રાણો પ્રતાપ કે જે પજે—વશ થયો નહી.

---

### સોરઠો.

હું અકબર ઘર હાણુ,
ડાણુ ગ્રહે નીચી દીષ્ટ;
તજે ન ઉંચી તાણુ,
પોરસ રાણુ પ્રતાપસી.—૧૬૫.

**અર્થ**—અકબરને ઘેર આખર હાની છે, કારણકે તે કન્યાનું દાન લિએ છે, પણ મનમાં સમજે છે કે, આ અયોગ્ય સંબંધ છે, તેથી નીચી દ્રષ્ટિ રાખવીજ પડે છે. પણ ઉંચી ખેંચ કરેલો પોરસ—વીર પુરૂષ પ્રતાપ સિંહ ઉંચી દ્રષ્ટિ છોડતો નથી.

---

## ૩૪. કુંજ.

---

ઔરંગજેબ બાદશાહના દરબારમાંથી રીસાઇને દક્ષિણ તરફ ગયેલો—

ભૂખણ કવિ શિવાજીના સંબંધમાં કહે છે :—

અપન્હુતિ અલંકાર.

**કવિત્ત.**

ચમકતિ ચપલાન, ફીરત ફીરંગૈ ભટ,
ઈદ્રકો ન ચાંપ તરૂ વૈરપ સમાજકો;
ધાએ ધુરવાન છાએ ધુરકે પટલ મેઘ,
ગાજીવો ન વાજીવોહૈ દુંદુંભી દુવાજકો;
ભાષીબાકે ડરની ડરાની રીપુરાની કહે,
પીય ભગો દેખી ઉદો પાવસકી સાજકો;
ઘનકી ઘટા ન ગજ ઘટની સનાજ સાજે,
ભૂખન ભનત આયો સૈન શિવરાજકો.–૧૬૬.

જેમાં ખરી બાબતને દુર રાખી ને આન વાતનું આરોપણ કરવું પડે તેને અપન્હુત અલંકાર કવિતામાં કહેવામાં આવે છે.

**અર્થ**–વાદળ ઘનઘોર થયું છે, અને વિજળી, ધનુષ્ય, ધુળ ઉડવી, ગર્જના અને ઘટા વિગેરે જોઇને જેમ દુધનો બળેલો છાસ પણ ફુંકીને પીએ તેમ, શિવાજી મહારાજના ત્રાસથી ડરી ગયલી દુશ્મનોની રાણીઓ (બેગમો) આકાશની સ્થિતિ જોઇને એક વસ્તુને બીજા સ્વરૂપમાં જોવા લાગી કે :–

આ ચપલા–વીજળી ચમકતી નથી પણ ફિરંગી–યવન (અહીં મુસલમાન સંભવે છે)ના ભટ્ટ–યોદ્ધાઓ છે. આ કંઇ ઈદ્રનું ધનુષ્ય (આકારમાં જે રંગબેરંગી ધનુષ્યાકારે થાય છે) નથી પણ દુશ્મનની સમાજ (રંગબેરંગી લશ્કર)ની વ્યુહરચના છે; ધુળના ગોટા જોઇ ધારે છે કે એ તો ધુરવા–વાહનો દોડી રહ્યાં છે, મેઘને ગાજતો જોઇ ધારે છે કે એ તો લશ્કરની દુંદુંભી (શરણાઇ જેવું શૂર ચઢાવનારૂં વાજું) છે;

ભાષિબા–શિવાજીના ડરથી ડરી ગયલી દુશ્મનની રાણીઓ પાવસ–વરસાદના સમુહને આવતો જોઇ દુશ્મનો ચઢી આવતા હોય એવી ભ્રાંતિ કરીને કહે છે કે હે સ્વામીનાથ, નહાસો.

ઘન–વાદળાંની ઘટા નથી પણ વાદળ જેવા કાળા ગજ–હાથીઓના ટોળાંથી સજાયલી સેન છે. ભૂખણ કહે છે કે અરે એ તો શિવાજીનું સૈન્યજ આવી રહ્યું છે.

મતલબ કે એકવાર ડરેલી તેથી વીજળી, ઘટા વગેરે સર્વેને જોઇ માત્ર શિવાજીની સૈન્યનોજ ભાસ કરે છે.

---

## દ્વીઅર્થી ગુજરાતી કાવ્ય.

---

**દોહરા.**

સરિતાઓ સાગર મળી,
વેંત સાત વીસ્તાર;
સમજે તે સાચું ગણે,
ગપ સમ ગણે ગમાર.–૧૬૭.

**અર્થ**–નદી અને સમુદ્ર સર્વે મળીને તેનો વિસ્તાર માત્ર સાતજ વેંતનો થાય છે, જે એ વસ્તુનો ભેદ સમજી શકે છે તે સાચું ગણે છે અને ગમાર તેને ગપ માને છે. એનો ભેદ એવો છે કે હિંદુઓએ આખી સૃષ્ટિને એક પુરૂષની કલ્પના કરીને કલ્પી છે, તેને ચૌદ રાજલોક યા એવો બીજો કોઇ પુરૂષ કરીને કહે છે. દરેક માણુસની લંબાઇ, તેની સાત વેંત જેટલી થાય છે. તો તે કલ્પિત પુરૂષની સાત વેંતમાં તેના આખા શરીરનો સમાવેશ થઇ જાય છે. તેટલાજ શરીરમાં દુનીઆની તમામ નદી અને સમુદ્ર પણ આવી જાય છે. તેથી કવિ કહે છે કે સરિતા–નદીઓ અને સમુદ્ર મળી માત્ર સાત વેંતની લંબાઇ થાય છે.

---

**દોહરા.**

બાર મહીંથી ત્રીસ ગત,
બાકી રહ્યા અગ્યાર;
સમજે તે સાચું ગણે,
ગપ સમ ગણે ગમાર.–૧૬૮.

**અર્થ**–બારમાંથી ત્રીસ ગયા અને બાકી અગીઆર રહ્યા, આ ઉલટી વાત સમજે તે સાચી ગણે છે, અને જે ગમાર હોય તે ગપ કરીને માને છે.

એનો ગુઢાર્થ એ છે કે વર્ષના બાર માસ તેમાંથી એક મહીનાના ત્રીસ દિવસ જાય તો પાછળ અગીઆર મહીના રહે છે, તેથી બારમાંથી ત્રીસ જતાં અગીઆર રહ્યા એમ કહ્યું.

---

**દોહરા.**

શણગારે સોની ઘડયો,
એ આશ્ચર્ય અપાર;
સમજે તે સાચું ગણે,
ગપ સમ ગણે ગમાર.—૧૬૯.

અર્થ—સોની જે શણગાર—ઘરેણાંનો બનાવનાર કહેવાય છે, તે શણગારે સોનીને બનાવ્યો એ મોટું આશ્ચર્ય છે.

ભેદ એ છે કે ઇશ્વરને કર્તારૂપ માની સોનીની ઉપમા આપી અને તેના બનાવેલા મનુષ્યને શણગાર સમજવો. હવે એ મનુષ્યે તેજ ઇશ્વરની મૂર્તિ બનાવી, તો કવિ કહે છે કે શણગાર—મનુષ્યે સોની—ઇશ્વર—મૂર્તિ બનાવી.

**દોહરા.**

એક પુરૂષ ઉંચો ચઢી,
મુખવીણ કરે ઉચ્ચાર;
સમજે તે સાચું ગણે,
ગપ સમ ગણે ગમાર.—૧૭૦.

અર્થ—એક પુરૂષ ઉંચો ચઢીને વગર મુખે પોકાર કરી રહ્યો છે. એ કેમ બને ?

ભેદ એ છે કે વરસાદ ઉંચો ચઢી વગર મુખે ગર્જના કરે છે.

**દોહરા.**

જનિતાને પુત્રે જણી,
ચાતુર કરો વીચાર;
સમજે તે સાચું ગણે,
ગપ સમ ગણે ગમાર.—૭૧૧.

અર્થ—જનિતા—માતાને તેના પુત્રે પેદા કરી તે કેવી રીતે ?

આમલી માતા અને ચીચોડો તેનો પુત્ર, તે ચીચોડો રોપવામાં આવે તો આમલી (વૃક્ષ) થાય છે, તો પુત્રે માતાને જણી કરીને કવિએ કહ્યું.

**દોહરા.**

નર ઝુંઝે નારી મરે,
જુએ શોખી સરદાર;
સમજે તે સાચું ગણે,
ગપ સમ ગણે ગમાર.—૧૭૨.

અર્થ—નર તો ઝુંઝી રહ્યા છે, અને નારીઓ મરી રહી છે, વળી તેને શોખી સરદારો જોઇ રહ્યા છે એ શું ?

ભેદ એ કે સોકટાંબાજીમાં નર—પાસા છે તે નાંખવામાં આવે છે ત્યારે તે ઝુંઝે છે, અને નારી—સોકટીઓ મરે છે. અને એ બાજી એવી રીતે રમાતી હોય ત્યારે એટલે નારીને મરતી જોઇને પણ શોખી સરદારો આનંદ માને છે.

## ૩૫. કુંજ.

અનીતિવાન રાજા વિષે જસુરામ કવિ કહે છે કેઃ—

**કવિત.**

જહાં કછુ બોલવો ના,
ચાલબો ના ઢંગઢાગ,
તાજીમતવાજે નહી,
ઉહાં કહાં કહીયે;
કોઇ કછુ કહે નાંહી,
કહીયે તો સુને નાંહી,
સુને જેસે કહે એસે,
રૂઢી રૂઢી રહીયે;
આપહુકી ખેંચે બાત,
ઔર કુટ મરી ભલી,
બૂરી બાત જહાં ટકે—
શેર ખાજે લહિયે;
રામ રામ કરીકને—
બિદાય હો જસુરામ,
ઐસી સભા બીચ ઘરી,
એક હુ ન રહિયે.—૧૭૩.

અર્થ—જ્યાં કંઇ બોલવા ચાલવાનો ઢંગઢાગ હોતો નથી, જ્યાં તાજીમ તવાજે—માન સન્માન કરવાનો વિવેક નથી, તેવા સ્થળને માટે શું કહેવું ?

જ્યાં કોઇ બુદ્ધિની વાત કહે નહી, અને કહે તો કોઇ સાંભળે નહી, અને સાંભળે તો એવો જવાબ આપે કે અમારી રૂઢી પ્રમાણે એમજ ચાલે છે.

પોતાનીજ વાત જ્યાં ખેંચાતી હોય કે અમારા બરાબર કોઇ હોશિઆર નથી, બીજાની કડાકુટની આપણે શી ગરજ ! વળી જ્યાં

એવી બૂરી બાબત હોય છે કે ટકે શેર ભાજી અને ટકે શેર ખાજાં મળે (અર્થાત-ભલી બૂરી વાત સમાન ગણવામાં આવે).

જસુરામ કહે છે કે એવી સભામાં એક પણ ઘડી રહ્યા વગર તુરતજ તેને રામ રામ કરીને વિદાય થઇ જવું.

---

કવિ આઢા દુરસાજી પ્રતાપ રાણા (મેવાડના) ની બાબતમાં કહે છે કેઃ-

**સોરઠો.**

જાણે અકબર જોર,
તોપણ તાણે તોર તીડ;
આ બલાય હૈ ઔર,
પ્રસણાંખોર પ્રતાપસી.-૧૭૪.

**અર્થ**-રાણા પ્રતાપનું જોર અકબર સમજી ગયો છતાં પણ પોતાનો તોર ખેંચી રહયો છે. તે સમજી ગયો કે, પ્રસણાખોર-દુશ્મનને મારનાર પ્રતાપસિંહ રાણો તો વળી બીજીજ બલા છે.

---

**સોરઠો.**

અકબર હિયે ઉચાટ,
રાત દિવસ લાગી રહે;
રજવટ વટ સમરાટ,
પાટપ રાણ પ્રતાપસી.-૧૭૫.

**અર્થ**-અકબરના દિલમાં રાત દિવસ ઉચાટ થઇ રહયો છે. સમ્રાટ-મોટો રાજવી, જે રજવટ-ક્ષત્રીવટની વટ-આંટ રાખી રહયો છે, રાણો પ્રતાપ કિલ્લાના પાટપ-દરવાજા સમાન ઉભો છે.

---

**સોરઠા.**

અકબર મારગ આઠ,
જવન રોક રાખી જગત;
પરમ ધરમ જશ પાઠ,
પઢિયો રાણ પ્રતાપસી.-૧૭૬.

**અર્થ**-આઠો દિશાએથી અકબરના યવન લોકોએ જગત રોકી રાખી છે, પણ રાણો પ્રતાપ તો પરમ-મોટા ધર્મનો જશરૂપી પાઠ ભણેલો છે, તેથી ઘેરાઇ જાઉં તો ભલે પણ મારો ધર્મ છોડું નહી, એવોજ પાઠ ભણેલો છે.

---

**બ્રહ્મ-અન્યોકિત રાવણ.**

**કવિત્ત.**

સુવર્ણમય રચના,
જાકી પુરી લંકાસી,
તાકી પ્રજાકી પ્રીતી-
ધારે તેસો આવન હૈ;
વાયુ દશ વિધી જહાં,
ઝારત હૈ ધામ ઔર,
સૂય ચંદ્ર દ્વારહીપેં,
સદા નિભાવન હૈ;
બ્રહ્મા બેદ શબ્દ ધ્વનિ,
નિરંતર કરે જહાં,
વિશ્નુ રૂદ્ર ચાહી રહે,
યાતેં સો પાવન હૈ;
નૃસિંહ નવ ગૃહોંપેં,
નિરંતર હૈ સત્તા જાકી,
એસો આ દેહ તામેં,
બ્રહ્મ હૈ કયા રાવન હૈ.-૧૭૭.

**અર્થ**-આ કાવ્યના બે અર્થ થાય છે, એક **રાવણ** અને બીજો **બ્રહ્મ-જીવાત્મા.**

લંકાની રચના સુવર્ણમય-સોનાની અને સુવર્ણમય એટલે જેનો વર્ણ-રંગ સારો હોય. એક અર્થમાં લંકાની પ્રજાની પ્રીતિ અને બીજામાં પ્રજા એટલે શરીરના અવયવ કલ્પી શકાય.

જ્યાં દસ વિધ વાયુ-આત્માને વિષે; અને રાવણને વિષે દસ માથાં. સૂર્ય ચંદ્ર રૂપી બે નેત્ર અથવા લંકામાં સૂય ચંદ્ર દ્વાર પાળ છે એમ કહેવાય છે;

રાવણની લંકામાં બ્રહ્મા વેદ ભણે છે, અને વિશ્નુ અને મહાદેવ પાવન કરી રહ્યા છે. તેમ આત્માને વિષે એ ત્રણે દેવ ઘટી શકે છે.

નૃસિંહ કહે છે,-નવ ગૃહ ઉપર રાવણની સત્તા કહેવાય છે, તેમજ આત્માની સત્તા પણ હોય છે. તો દેહને લંકાની ઉપમા આપી અને બ્રહ્મને રાવણની ઉપમા આપી.

---

વૃંદ કવિ કહે છેઃ-

**દોહા.**

ઇન લક્ષનતેં જાનિયે,
ઉર અજ્ઞાન નિવાસ;
ઉંઘે કથા પુરાન સુનિ,
વિકથા સુને હુલાસ.-૧૭૮.

અર્થ—જે માણસ કથા પુરાણ—ધર્મશાસ્ત્ર શ્રવણ કરતાં ઉંઘ લે છે, અને વિકથા—ખોટી વાતો—ગપો—સ્ત્રી આદિની વાતો સાંભળીને હુલાસ—આનંદ માને છે, તેવાં લક્ષણો જોઇ નિશ્ચય જાણવું કે એના હૃદયમાં અજ્ઞાનતા વાસ કરી રહેલી છે.

---

## ૩૬. કુંજ.

---

### છ રાગની ઉત્પત્તિ.

**કવિત્ત.**

પ્રથમ ભૈરંવ સો તો,
ભવસેં પ્રગટ ભયો;
વિશ્નુકે વદનહુસેં,
માલકોસ માનિએ;
પ્રજાપતિ તનહુસેં,
ભયો હૈ, હિંડોલ રાગ;
દુતિસેં દિવાકરકી,
દીપક પ્રમાનીએ;
ધરાધર શેષહુતેં,
ભયો હૈ શ્રીરાગ માનો;
મેઘહુકી ગાજહુસેં,
મેઘરાગ માનીએ;
આદિ ખટનાયકકો,
નાયકા હૈ પંચ પંચ;
રામેશ્વર નામરૂપ,
લચ્છન પેચાનિયે.—૧૭૯.

હિંદુના શાસ્ત્રોની એવી માન્યતા છે કે, તમામ રાગરાગણી મૂળ છ રાગમાંથી ઉત્પન્ન થઇ છે, અને તે છ રાગ પણ છ દેવતાઓથી ઉત્પન્ન થયા છે. એ છ રાગ આ પ્રમાણે છેઃ—ભૈરવ, માલકોસ, હિંડોલ, દિપક, શ્રીરાગ અને મેઘરાગ.

દિપકરાગ વિષે એવું કહે છે કે એને ખરો ગાનારો હોય તો તે ગાતાં દીવા સળગી ઉઠે, (કદાચ શરીરમાં એકદમ ગરમી પ્રદિપ્ત થતી હોય એ ભાવ હોય.) ત્યારે મેઘરાગ ગાતાં વરસાદ તૂટીને પડે (એટલી ઠંડક આપનારો રાગ હોય).

અર્થ—પહેલો ભૈરવરાગ ભવ—મહાદેવ—શંકરથી ઉત્પન્ન થયો છે; અને વિશ્નુના મુખથી માલકોસ ઉત્પન્ન થયો છે; પ્રજાપતિ—બ્રહ્માના શરીરમાંથી હિંડોલ રાગ ઉત્પન્ન થયો છે, ત્યારે દિવાકર—સૂર્યની જ્યોતિથી દીપકરાગ ઉત્પન્ન થયો છે;

ધરતીના ધરનાર શેષનાગથી શ્રીરાગ ઉત્પન્ન થએલો સમજો, અને ઈંદ્ર—મેહ—વર્ષાની ગાજથી મેઘરાગ થયો છે.

એવા મૂળ છ રાગરૂપી નાયક છે, અને તેની નાયકારૂપે દરેક રાગને પાંચ પાંચ રાગણીરૂપે સ્ત્રીઓ છે. રામેશ્વર કહે છે કે તેના નામ રૂપ અને લક્ષણ ઓળખવાં જોઇએ.

છ રાગ અને છત્રીસ રાગણી કહેવાય છે, પણ આ ઉપરથી ખરું જોતાં છ રાગ અને ત્રીસ રાગણી થઇ.

---

દરેક રાગની રાગણીનાં નામ નીચે પ્રમાણે છેઃ—

### ભૈરવ રાગ.

**દુહા.**

ભૈરવી, વૈરારી, અરૂ,
માધવી, સિંધવી સાર;
બંગાલી મિલ પાંચ હૈ,
ભૈરવકી વહ નાર.—૧૮૦.

અર્થ—ભૈરવી, વૈરારી, માધવી, સિંધવી અને બંગાલી એ પાંચ રાગણી ભૈરવની સ્ત્રી થાય છે.

---

### માલકોસ રાગ.

**દુહા.**

ટોડી, ગોડી, ગુનકલી,
ખંભાતી કુકૂભ;
માલકોસકો ભામીનિ,
પંચ મિલી યહ શુભ.—૧૮૧.

અર્થ—ટોડી, ગોડી, ગુનકલી, ખંભાતી અને કુકૂભ એ પાંચ ભામીનિ—સ્ત્રી માલકોસ રાગની સમજવી.

---

### હિંડોલ રાગ.

**દુહા.**

રામકલી, દેશાખ હૈ,
લલિત, બિલાબલી નામ;
પંચ પ્રીયા હિંડોલકો,
પટમંજરી સુબામ.—૧૮૨.

**અર્થ**—રામકલી, દેશાખ, લલિત, બિલાવલી અને પટમંજરી એ પાંચ સુબામ-સારી સ્ત્રીઓ હિંડોલ રાગની છે.

---

**દીપક રાગ.**

**દુહા.**

દેશી અરૂ કામોદ નટ,
પુનિ કેદાર સુબામ;
દીપકકી મનરંજની,
પંચ કાનરા નામ.—૧૮૩.

**અર્થ**—દેશી, કામોદ, નટ, કેદાર અને કાનરા એ પાંચ દીપક રાગની મનરંજન કરનારી સ્ત્રીઓ છે.

---

**શ્રી રાગ.**

**દુહા.**

માલસરી મારૂ અરૂ,
ધન્યાસરી બસંત;
પંચ પ્રીયા શ્રીરાગકો,
આસાવરી સુહંત.—૧૮૪.

**અર્થ**—માલસરી, મારૂ, ધન્યાસરી, બસંત અને આસાવરી એ શ્રીરાગની પાંચ પ્રીયા-રાગણી શોભે છે.

**મેઘ રાગ.**

**દુહા.**

ટંક મલાર રૂ ગુર્જરી,
ભૂપાલી મન લેજ;
દેશકાલ મિલી મેઘકો,
પંચ યહી મહ તેજ.—૧૮૫.

**અર્થ**—ટંક, મલ્હાર, ગુર્જરી, ભૂપાલી અને દેશકાલ એ પાંચ તેજસ્વી સ્ત્રી-રાગણી મેઘરાગને મળી છે.

---

**દુહા.**

ખટ આદિ નાયક યહ,
ઔર નાયકા તીસ;
ગાયન સાર ગ્રંથમેં,
કબી કિન્હ છત્તીસ.—૧૮૬.

**અર્થ**—એ પ્રમાણે છ મૂળ નાયક છે અને તેને ત્રીસ નાયકા છે, તેથી સંગિત શાસ્ત્ર-ગાયનના ગ્રંથોમાં કવિએ છત્રીસ (રાગ-રાગણી) કરીને કહ્યું છે.

---

એક વખત બે સખી જંગલમાં જઇ ચઢી, ત્યાં પાણીના એક ખાબોચીઆં પાસે બે હરણ (એક હરણી અને એક હરણ) ના મુડદાં પડેલાં જોયાં, ત્યારે એક સખી બીજી સખીને પૂછે છેઃ—

**દુહા.**

ખડા ન દીખે પારધી,
લગા ન દીખે બાણ;
મેં પુછું તોંસે હે સખી,
કિસ બિધ તજે હૈ પ્રાણ.—૧૮૭.

**અર્થ**—અહીં કોઇ પારધી-શિકારી જણાતો નથી, તેમજ કંઇ બાણ પણ લાગેલું જણાતું નથી. હે સખી! હું તને પુછું છું કે કેવી રીતે એઓના પ્રાણ ગયા હશે?

ત્યારે બીજી સખી વિચારીને ઉત્તર આપે છેઃ—

**દુહા.**

જલ થોડા નેહ ઘણાં,
લગે પ્રીતકે બાણ;
તૂ પી, તૂ પી, કર રહે,
ઇસ બિધ તજે હૈ પ્રાણ.—૧૮૮.

**અર્થ**—આ હરણ અને હરણી આ જંગલમાં પાણી શોધતાં આવ્યાં. માત્ર થોડુંક પાણી ભરેલું આ ખાબોચીઉં નજર આવ્યું. જલ થોડું છે, અને સ્નેહ ઘણો છે, અને પ્રીતિના બાણ લાગ્યાં હતાં.

હરણ કહે છે કે પ્રીયા! એ પાણી તુ પી, અને હરણી કહે છે કે, પ્રીય! તમો પીઓ. એક બીજાના ઉપર મમતાથી ખેંચ તાણ કરતાં કરતાં તરસ એટલી જોરથી લાગી હતી, અને બંને પી શકે એટલું પાણી નહોતું, તેથી બંને જણાંએ તું પી! તું પી! કરતાં કરતાં પ્રાણ ખોયા.

પોતે નહી પીએ અને સામાને પીવાને ઇશારો કરતાં કરતાં તેઓના પ્રાણ ગયા. (તેઓને વાચા નહોતી).

## ૩૭. કુંજી.

દુષ્ટ માણુસની ઉપમા આપતાં ગિરધર કવિ કહે છે:-

### કુંડળીઆ.

સાંઇ સન અરૂ દુષ્ટજન,
ઇનકો યહી સુભાવ,
ખાલ ખીંચાવે આપની,
પરબંધનકે દાવ;
પરબંધનકે દાવ,
ખાલ અપની ખીંચવાવે,
મૂંડ કાટિકે કૂટિયે,
તઉ બાજ ન આવૈં;
કહ ગિરધર કવિરાય,
જર અપની કટવાઇ,
જલમેં ગીરી સર ગયે,
તઉ છોડી ન ખુટાઇ.-૧૮૯.

**અર્થ**-સાંઇ,-હે ફકીર, સણ (જેનાં દોરડાં બને છે) અને દુષ્ટ માણુસ એ બેનો એકજ સ્વભાવ છે. તે એકે પારકાને માટે પોતાની ચામડી ઉતરાવે છે (ભીંડી-સણુના છોડાંના રેશા બને છે; તે રેશાનાં દોરડાં બને છે; અને તે દોરડાં પારકાને બાંધવાના કામમાં આવે છે, તેમજ દુષ્ટ માણુસ પોતાનું નુકસાન કરીને અથવા દુ:ખ વેઠીને પણુ બીજાનું બુરૂં કરવા તેયાર થાય છે).

વળી તે સણુનાં માથાં કાપવામાં આવે છે. (સણુને મૂળ પાસેથી કાપવામાં આવે છે.) વળી ખુબ કૂટતાં કૂટતાં ઉપરના છોડાં નીકળી ગયા પછી સણુના રેશા રહે છે.

પોતાની જડ કપાવે છે; જલ-પાણીમાં પડીને સડી જાય છે, ત્યાંસુધી પાણીમાં (આશરે છ માસ સુધી) રાખે છે, ત્યારે સણુ નીકળે છે. એટલું બધું તેના ઉપર વીતે છે, તે છતાં ગિરધર કવિ કહે છે કે, પારકાને બાંધવાની-દુ:ખ દેવાની ખોટાઇ તે સણુ તેમજ દુષ્ટ જન છોડતાં નથી. દુષ્ટ માણુસ પોતાનું નુકસાન કરીને પણુ બીજાનું બુરૂં કરે છે.

### સમશ્યા.

આદિ કટેતેં સબકો પારૈ,
મધ્ય કટેતેં સબકો મારૈ;
અંત કટેતેં સમકો મીઠા,
સો ખુસરો મેં આંખો દીઠા.-૧૯૦.

**અર્થ**-ત્રણુ અક્ષરની (૧+૨+૩) એક વસ્તુ છે, તેનો પહેલો અક્ષર કાપીએ તો બાકી રહેલા (૨+૩) અક્ષરોથી એવી વસ્તુ બને છે કે જે બધાને પાળે છે, વચલો અક્ષર કાપીએ તો (૧+૩) બાકીના બે અક્ષર એવી વસ્તુ સુચવે છે કે જે બધાને મારે છે. છેલો કાપીએ તો (૧+૨) બધાને પ્રીય લાગે એવી વસ્તુ થાય છે. તે વસ્તુ ખુશરો કહે મેં આંખોથી-નજરેનજર, અથવા આંખની અંદર જોઇ છે. તે કઇ વસ્તુ?

જવાબ-૧=કા+૨=જ+૩=લ=**કાજલ**. (૨+૩=જલ; ૧+૩=કાળ; ૧+૨=કાજ; આંખમાં કાજલ હોય છે). જલ-પાણી બધાને પાળે છે; કાળ બધાને મારે છે, કાજ-કામ બધાને પ્યારૂં છે.

---

### સમશ્યા.

એક નારી વહ હૈ બહુ રંગી,
ઘરસે બહાર નિકસે નંગી;
ઉસ નારીકા યહી સિંગાર,
સિરપર નથની મુંહપર વાર.-૧૯૧.

એક નારી બહુ રંગની હોય છે, તે ઘરથી બહાર નીકળે ત્યારે નાગી હોય છે, તેનો એવો શણુગાર છે કે માથાપર વાળી પહેરે અને મોંઢાપર બાલ-ચોટલો હોય છે. (માથે વાળ અને નાક-મોંઢા આગળ વાળી હોવાની રીત છે, પણુ આ તેથી ઉલટું છે).

**જવાબ-તરવાર.** તરવાર મ્યાન સુધાં રંગ રંગની જોવામાં આવે છે, બહાર કાઢીએ ત્યારે નાગી હોય છે. મુઠની ઉપર માથા આગળ એક કડી પરોવેલી હોવાથી વાળી જેવી દેખાય છે, અને વાર-બાલોનો એક દોરો મોંઢા આગળથી મ્યાન સાથે બાંધેલો હોય છે.

## વૈરાગ્ય રસ.

કવિત્ત. (અમર કાવ્ય.)

ધર્મનકો મૂલ એક,
દાન, શીળ તપ ભાવ,
મિથ્યાત્વકો મૂલ એક,
અજ્ઞાનકો જાનવો;
મોક્ષનકો મૂળ એક,
સમકિત પાળવો હે,
વૈરાગ્યકો મૂળ એક,
મન એક, મારવો;
જ્ઞાન મૂલ સતસંગ,
ભકિત મૂલ શ્રદ્ધા દ્રઢ,
વિજયકો મૂલ એક,
કષાયકો મારવો;
અમર રમત જીવ,
ચોરાસીકી ફેરી બિચ,
કર્મ ક્ષય મૂલ એક,
દયા ધર્મ ધારવો.–૧૯૧.

અર્થ–અમરચંદ કહે છે કે–ધર્મનું એક મોટું મૂલ,–દાન, શીયળ, તપ અને ભાવ એ ધર્મના ચાર પાયારૂપે છે ! અને મિથ્યાત્વ–(અધર્મને ધમ અને ધર્મને અધર્મ સમજવાની દ્રષ્ટિ) નું મૂલ અજ્ઞાન છે.

મોક્ષનું મૂલ સમકિત દ્રઢ થએથી થાય છે, વૈરાગ્યનું મૂલ મનને હર પ્રકારે મારવું એ છે,

જ્ઞાનનું મૂલ સત્સંગ છે. અને ભકિતનું મૂલ દ્રઢ શ્રદ્ધા છે, વિજય–ફતેહ મેળવવાના મૂલ કષાય–(કામ, ક્રોધ, લોભ અને મોહ એ ચાર કષાય કહેવાય છે.) ને મારવી એ છે.

અમર કહે છે કે જીવ (અથવા અમર એવો જે જીવ) તે ચોર્યાસી લક્ષ જીવ યોનીમાં રમી–ભટકી રહ્યો છે, તેના કર્મ ક્ષય કરવાનું મૂલ તો દયા ધર્મ (જે ધર્મમાં દયા પ્રાધાન્ય હોય એવો ધર્મ) ધારવાથીજ થાય છે.

---

ઉદેપુરના ટેકી રાણા પ્રતાપના સંબંધમાં બોલતાં કવિ આઢા દુરસાજી કહે છે કેઃ–

### સોરઠા.

અકબર સમંદ અથાહ,
તિહં ડુબા હિંદુ તુરક;
મેવાડો જીણુ માંહ,
પોયણુ ફુલ પ્રતાપસી.–૧૯૨.

અર્થ–અકબરરૂપી અથાગ સમુદ્ર છે. તે સમુદ્રમાં હિંદુ અને મુસલમાન બંને ડુબી ગયા છે, એટલે અકબરને આધીન સર્વે થઇ ગયા છે. પણ તે સમુદ્રમાં મેવાડો એટલે પ્રતાપ રાણો તો પોયણીના ફુલની પેઠે ન ડુબતાં સમુદ્રના પાણીની સપાટી ઉપર ખીલીને બહાર આવ્યો છે, એટલે તે અકબરને વશ થયો નથી.

---

### સોરઠા.

અકબરીએ એકવાર,
દાગલ કી સારી દુની;
અણદાગલ અસવાર,
રહિયો રાણ પ્રતાપસી.–૧૯૩.

અર્થ–અકબરે એક વખત આખી દુનીઆને દાગલ કરી એટલે કલંકિત કરી હતી; કારણકે રાજા વગેરે સર્વેની પુત્રી તે લઇ શકયો હતો. પણ રાણો પ્રતાપ તો વગર દાગનો અસવાર રહયો હતો, એટલે કલંકિત થયો નહોતો. રાણા પ્રતાપને અસવાર લખવામાં કવિએ ખુબી વાપરી છે, અને તે એ કે રજવાડાઓમાં એવી રીત છે કે, રાજ્યના ઘોડા હોય તેને ગરમ છાપ લગાવી દાગલ કરે છે. અંગ્રેજી લશ્કરમાં પણ આ પધ્ધતિ ચાલે છે, અને નાલ છાપ, કોઇ અક્ષર, અથવા ગોળ ચક્કર વગેરે ગરમ કરી ઘોડાઓની જાંગપર ઓળખવા માટે લગાવે છે. એવા ઘોડાપર સવાર થનારનો તે પોતાનો ઘોડો કહેવાય નહી.

કવિ કહે છે કે, જે જે રાજાઓ ઘોડે ચઢતા તે એવા ડાઘેલ કીધેલા ઘોડાપર ચઢતા, તેથી તે અસવારો નોકરતુલ્ય ગણાતા, પણ રાણા પ્રતાપનો ઘોડો તો અકબર બાદશાહના નિશાનથી અણદાગલ રહ્યો હતો અર્થાત એ જ રાજા નિષ્કલંકિત રહ્યો હતો.

---

### સોરઠા.

અકબર ઘોર અંધાર,
ઉંઘાણા હિંદુ અવર;
જાગે જગદાતાર,
પોહરે રાણ પ્રતાપસી.–૧૯૪.

અર્થ–અકબરરૂપી ઘોર અંધારૂં છે અને તે અંધારામાં તમામ બીજા હિંદુઓ

ઘાઇ ગયા છે. એટલે અકબરને વશ થઇને પડ્યા છે. (રાત અથવા અંધારાને માણસ માત્ર વશ થઇ ઉંઘી જાય છે.) પણ જગદાતા (પરમેશ્વર) માત્ર એક જાગે છે. અને તે ઇશ્વરરૂપી રાજાનો પહેરો પ્રતાપ રાણો ભરી રહ્યો છે. એટલે માત્ર પ્રતાપજ જાગતો-સાવચેત છે કે જેથી તેણે પોતાની પુત્રી મુસલમાનોને હાથ જવા દીધી નથી.

---

## ૩૮. કુંજ.

---

**સુંદરદાસ-ભક્ત કવિ** સંતોષ-તૃષ્ણા ના સંબંધમાં કહે છે:-

**સવૈયા.**

જો દસ બીસ પચાસ ભઇ શત,
  હોય હજાર તો લાખ મગેંગી;
કોટી અરબ્બ ખરબ્બ મિલે,
  પૃથ્વપત હોનેકી ચાહ લગેંગી;
સ્વર્ગ પતાલકો રાજ્ય મિલો,
  ત્રહી લોકકે રાજકી આશ લગેંગી;
સુંદર એક સંતોષ બિના શઠ,
  તેરી તો ભૂખ કબુ ન ભગેંગી.-૧૯૫.

**અર્થ-**જો દસ વીસ કે પચાસ કે સો અથવા હજાર પણ થયા તો લાખ માંગવા તૈયાર થશે.

કરોડ, અરબ, અને ખર્વ રૂપીઆ પણ મળ્યા તો પૃથ્વીપતિ-રાજા થવાની ઇચ્છા થશે.

ધારો કે સ્વર્ગ અને પાતાળનું પણ રાજ્ય મળ્યું તો ત્રણ લોકનું રાજ્ય મેળવવાની આશા રહેશે.

સુંદર કહે છે, હે શઠ-લુચ્ચા, સંતોષ રાખ્યા વગર તો તારી ભૂખ કોઇપણ દિવસ ભાંગવાની નથી.

---

પુષ્પરાજ એટલે ફુલોની અંદર રાજનીતિ કેવા પ્રકારે ગોઠવાઇ છે, અને સૌથી ઉત્તમ ફુલ કયું તે બાબત **દુર્ગદાસ** કવિ કહે છે કે:—

ફુલે ચંપો રાય,
  જાય જૂઇ પટરાની;
તાસ કુંવર કેવડો,
  માય કેતકી બખાની:
ગલગોટા ખીલે ઘણાં,
  ચંબેલી નીત રખે ખાસી:
ફુલ્યો પાધર બોરસલ્લી,
  માંહે મોગરો મેવાસી:
ડુંઢણીઓ પરધાન વળી,
  મુચકંદ જંગમે રહે;
કરજોડી દુરગો કહે,
  રાજરીતિ ફુલે રહે.-૧૯૬.

**અર્થ-**ફુલોમાં રાજા ચંપો છે, અને જાઇ, જુઇ તેની પટરાણીઓ છે: કુંવર કેવડો છે, અને મા કેતકી વખણાઇ છે.

ગલગોટા નોકરો છે, અને ચંબેલી ખાસી-દાસી છે, બોરસલ્લી પાધર (જાગીર-પા+ધર) જાગીરદાર છે, મોગરો મેવાસી-ભોમીઓ છે.

ડુંઢણીઆનું ફુલ પ્રધાન છે, અને મુચકંદ એ સેનાધીપતિ છે. દુર્ગદાસ કવિ હાથ જોડીને કહે છે કે એ પ્રમાણે ફુલને વિષે રાજરીતિ રહેલી છે.

---

**અમરકાવ્ય (વીરરસ)**

**કવિત્ત.**

મરદાં મુછ પા કર,
  પાઘકો પહન કર;
શસ્ત્રનકો બાંધકર,
  મારલો કરોરોકો;
ખાનખાના મરદાના,
  પરતાપસિંહ રાના,
રણતરંગમેં ધાના,
  પુકારો હરોરોકો;
લોહુ છત્રી ધર રાજ,
  મહારાજ પ્રથીરાજ,
મુંડનેસે આવે લાજ,
  મારો યા મરોરોકો;
અમર અખંડ રાજ,
  તપો શુભ રાજતાજ.
શૂરવીર શિર ગાજ,
  દુઃખકો દરોરોકો.-૧૯૭.

અર્થ—ઉદેપુરના રાણા પ્રતાપની બહાદુરીના સંબંધમાં અમરચંદ કહે છેઃ—
પ્રતાપસિંહ પોતાના સીપાઇઓને પ્રથમ કહે છે :—

મૂછ તમને મળી છે,પાઘડી પહેરી છે, તેથી હે મર્દો ! હથીઆર બાંધીને કરો ડો દુશ્મનને મારી લો—(મૂછ, પાઘડીની શરમ મોટી કહેવાય છે.)

ભલે બાદશાહનો સેનાપતિ ખાનાન ખાન નવાબ મર્દ છે, (અથવા મરદા+મરદા +ના ના—મરદ નથી) રાણો પ્રતાપ કહે છે. રણરૂપી મોજાંઓમાં હર હર મહાદેવનું નામ પોકારીને ધસો.

તમો ક્ષત્રીનું લોહી ધરનારા છો, મહારાજ પૃથ્વીરાજ ચહુઆણની બહાદુરીને યાદ કરો, તે એ કે મુંડવાથી—પાછા હઠવાથી તો લાજજ આવવી જોઇએ. કયાં તો મારો કે મરો !

એથી તમારો રાજમુગટ અમર—અખંડ કીર્ત્તિવંત થઇ તપશે, બહાદૂરોના માથાંપર હે ઇંદ્ર ! (યશ) તું ગાજ, અને દુઃખને કચડી નાખ.

---

**સાખી.**

ચલન ચલન સબ કોઇ કહે,
પહુંચે બિરલા કોઇ;
એક કનક અરૂ કામની,
દુર્લ્લભ ઘાટી દોઇ.—૧૯૮.

અર્થ—કબીરજી કહે છે કે દુનીઆમાં ઘણાં કહે છે કે અમે ચાલીએ છીએ એટલે અમે સ્વર્ગ અથવા મોક્ષ તરફજ જઇએ છીએ. પણ ખરૂં જોતાં તો કોઇ વીરલોજ પહોંચી શકે છે. કારણકે મોક્ષ નગર પહોંચતાં પહેલાં પહાડોની બે ઘાટી ચઢવાની બહુજ અઘરી આવે છે, અર્થાત ત્યાંજ માણસ થાકી જાય છે. તે બે ઘાટી તે કનક—સોનું—ધન અને કામની—સ્ત્રી. અર્થાત ધન અને સ્ત્રીનો ત્યાગ કરનાર વીરલાજ હોય છે.

---

**સાખી.**

પાવ પલકકી શુદ્ધ નહી,
કરે કાલકો સાજ;
કાલ અચાનક મારિ હૈં,
જયોં તીતરકોં બાજ.—૧૯૯.

અર્થ—કબીરજી કહે છે કે પાપળની તેં શુદ્ધિ નથી કે પાપળ પછી શું થનારૂં છે. અને તું આવતી કાલને માટે અથવા લાંબા કાળ વાસ્તે અગાઉથી તૈયારી કરી રાખે છે ! પણ જાણતો નથી કે કાળ—મૃત્યુ એવો છે કે જે આવીને જેમ તીતર ઉપર બાજ પક્ષી ઝપટ મારે છે, તેમ અચાનક આવીને તને મારશે.

અહીં જીવને તીતરની ઉપમા અને કાળ—મૃત્યુને બાજ—શિકારી પક્ષીની ઉપમા આપી છે.

---

**સાખી.**

સુખીઆ સબ સંસાર,
ખાવે રૂ સોવે;
દુઃખીઆ દાસ કબીર,
ગાવે રૂ રોવે.—૨૦૦.

અર્થ—કબીરજી કહે છે કે ભાઇ ! બધો સંસાર સુખીઓ દેખાય છે, કારણકે તે ખાઇ પી મઝા કરીને નિરાંતે સુવે છે; પણ દાસ કબીરજ એક દુઃખી છે જે ભગવતનું ભજન ગાતો જાય છે, અને પોતાની ફરજ બજાવવામાં પોતાને પાછળ પડેલો જોઇ રડતો જાય છે.

(ખરૂં જોતાં સુખી કબીર અને દુઃખી સંસાર છે.)

---

## ૩૯ ફરજ..

### બીરબલ—અકબર બાદશાહ.

બીરબલ વિષે એવું કહેવાય છે કે, તે મહા પંડિત, કવિ અને હાજરજવાબી હતો. અકબર બાદશાહને ત્યાં ફૈજી, તાનસેન, રાજા ટોડરમલ, પં૦ જગન્નાથ, કવિ ગંગ, અબુફ્ઝુલ, ખાનાનખાન વગેરે નવ બુદ્ધિશાળી પુરૂષો હોવાથી નવરત્ન કહેવાતા હતા, તેમાં બીરબલ એક મુખ્ય રત્ન હતું.

બીરબલ જાતે ચોબે બ્રાહ્મણ હતો અને કોઇ એમ કહે છે કે, તે બ્રહ્મભાટ હતો. તેના પીતાનુ નામ મહીદાસ ઉર્ફે શિવદાસ કે બ્રહ્મદાસ હતું; તેની જીંદગીની વધુ હકીકત જાહેરમાં આવી નથી; પણ બાદશાહ

ની કચેરીમાં મશ્કરી, હાજરજવાબી, શીઘ્ર કવિતા બનાવવામાં તે મશહુર થયો છે, તેમજ બાદશાહની સાથે ખાનગી ફરવાની અને બાદશાહના જનાનખાનામાં જવા આવવાની તેને છુટ હતી. તેની મશ્કરીથી બાદશાહ ગુસ્સે થતો નહી, અને તેને મોટી મશ્કરીના પરિણામની પણ માફી બક્ષવામાં આવતી હતી. બીરબલ ઘણી લઢાઈમાં લશ્કર લઈને પણ ગયો હતો, અને સંવત ૧૬૪૧ ની સાલમાં તે લઢાઈમાંજ માર્યો ગયો હતો.

સારો વિદ્યાભ્યાસ કર્યા પછીને ચમત્કારી બુદ્ધિ ચાતુર્ય એનામાં હતું, એવું જ્યારે એને માલમ પડયું, ત્યારે તે પોતાને અકબર બાદશાહની કચેરીમાં રહેવાને લાયક સમજવા લાગ્યો.

દિલ્હી પહોંચ્યો, પણ બાદશાહની મુલાકાત થાય શી રીતે? દરવાને તેને રોકયો અને મોટી રકમ આપે તો બાદશાહની મુલાકાત કરાવી આપવાનું કહ્યું. બીરબલ પાસે તે વખતે કંઇ નહોતું. તે એટલે સુધી ગરીબ હતો કે, બાદશાહની કચેરીમાં જવા માટે સુઘડ કપડાં નહી હોવાથી ધોબીને ત્યાંથી ભાડેનો પોષાક લઇ આવ્યો હતો.

બાદશાહની મુલાકાત લેવામાં તે ફતેહમંદ નહીં થયો ત્યારે ધોબીનાં કપડાં પાછાં આપી આવ્યો અને એક લંગોટ મારી શરીરે ભસ્મ ચોળી, હાથમાં તુંબડું લઇ, એક અબધુતનો વેષ ધારણ કર્યો. બાદશાહ બહારના ફરિઆદીઓ માટે ઘંટને એક દોરી બાંધી રાખતા હતા, તે વગાડનારને બાદશાહ પોતાની નજીક બોલાવી લેતો, અને તેની ફરિઆદ સાંભળતો. તે પ્રમાણે ઘંટ વગાડતા બાદશાહે ઝરૂખામાંથી બહાર જોતાં બીરબલે પોકાર કર્યો:–

**દોહા.**

પાયા હીરા લાખકા,
  આયા બેચન કાજ;
છીન લિયા છક્કડ લગા,
  જૌહરિ દગાહિબાજ.–૨૦૧.

**અર્થ**–લાખ રૂપીઆનો હીરો મને મળ્યો હતો, અને તે વેચવાને માટે હું હઝુરની પાસે આવતો હતો, તેટલામાં મારી પાસેથી તે હીરો છીનવી લેવાની કોશિશ કરી એક છક્કડ મારી, એવો ઝવેરી દગાબાજ હતો.

બાદશાહે પુછયું કે, મારા શહેરમાં ધોળે દહાડે આવી લુંટ ચાલેજ કેમ? તપાસ કરો. તે જોગીરાજને જ્યારે બાદશાહે પોતાની હજુર બોલાવ્યો, ત્યારે બીરબલે કહ્યું:–

એવી વિદ્યા મેં પ્રાપ્ત કરી છે કે, જે લાખ રૂપીઆના હીરાના મોલની છે, તે હજુરને ત્યાં વેચવાને આવ્યો હતો, એટલે નોકર રહેવાના ઇરાદાથી આવ્યો; પણ રસ્તામાં દગાબાજ દરવાનરૂપી જૌહરીએ છક્કડ મારી એટલે રૂશ્વત માંગી અને મને હજુર પાસે આવતાં અટકાવ્યો. બાદશાહે બહુ ખુશી થઇ તેને પોતાની પાસે રાખ્યો, અને પાછળથી નગરકોટની જાગીર બક્ષી કવિરાયનો ખીતાબ એનાયત કર્યો.

એક સમયે અકબર બાદશાહ વિદ્વાનોની સભા ભરીને બેઠા છે, ત્યાં બાદશાહ બોલ્યા કે, વિદ્યા કરતાં ધન મોટું ગણાય છે, પણ ખરૂં જોતાં મોટું નથી. બીરબલે કહ્યું કે, જયોતિષ શાસ્ત્રનો એવો નિયમ છે કે, ધન કરતાં વિદ્યાને નીચ સ્થાન આપ્યું છે.

જેમકે:–

**દોહા.**

લીખ પહિલો તન, ધન દુજો,
  વિદ્યા પંચમ સ્થાન;
યોં ઉપદેશહી દેત જો,
  જગતિ જગતિકે જાન.–૨૦૨.

**અર્થ**–જયોતિષની કુંડળીમાં પહેલા ઘરમાં તન–શરીર સુખ, બીજામાં ધન સુખ અને પાંચમા સ્થાનમાં વિદ્યા છે. એ પ્રમાણે જગતિના જાણકાર (જ્યોષિ) જગતને વિષે ઉપદેશ કરે છે.

આ સાંભળી કંઇક શંકા થતાં પંડિત જગન્નાથજી બોલ્યા:–

એમાં જયોષિ મહારાજની ખૂબીનું પણ વર્ણન આવી જાય છે.

આ કવિતાનો શ્લેષાત્મક સત્કાર છે. આખા જગતની એટલે બ્રહ્માંડની ગતિને જાણનાર એ વિશેષણ જોષિરાજને લાગુ પડે છે.

આ સાંભળી બાદશાહ બોલ્યા કે, ઠેઠ વિદ્યાને પાંચમું સ્થાન આપ્યું છે ત્યારે બીજાં સ્થાન શાનાં છે? જયોષિ બોલ્યા–છઠ્ઠું

શત્રુભુવન, આઠમું મૃત્યુભુવન, આગળ બોલવા જાય છે, એટલામાં બીરબલ બોલી ઉઠયો કેઃ-

**દોહા.**

અરિ, નારી અરૂ મૃત્યુકે,
ઘર હૈ હારોહાર;
જોતિસિ ઇસમેં કયા કહ્યા,
જાનત સબ સંસાર.-૨૦૩.

**અર્થ**-છઠ્ઠું ઘર અરિ=શત્રુનું; સાતમું સ્ત્રીનું અને આઠમું મૃત્યુનું છે, એમાં જોષિજી તમો શું કહો છો? કારણકે તે તો એક પછી એક પાસે પાસેજ હોય છે, એ વાત આખો સંસાર જાણે છે.

આ કાવ્યમાં કવિએ સંસાર જાણે છે એમ કહીને ચાતુર્ય બતાવ્યું છે તે એ કે, શત્રુ અને સ્ત્રી અને મૃત્યુ એ ત્રણેનાં ઘર પાસે પાસે હોય છે એટલે જેટલું મોતથી ડરવું, તેટલું શત્રુથી અને તેટલું સ્ત્રીથી. એ ત્રણે સરખાં છે, એટલે તેના ઘર પાસે પાસેજ હોય છે. શત્રુ, સ્ત્રી અને મૃત્યુથી નિશ્ચિંત થવું નહીં.

**અબળા વિષે.**

**ચોપાયા.**

અબળા નહીં પણ છે પ્રબળા એ,
વશ સબળાને કરતી;
ચરિત્ર ફોજ ચહુદિસ ફેલાવી,
તન મન ધન ગુણ હરતી.-૨૦૪.

**અર્થ**-સ્ત્રી જાતને અબળા કહેવામાં આવે છે, પણ તે અબળા-બળ વગરની સમજવી નહીં પણ પ્રબળા-બળવાળી સમજવી; કારણકે સબળા-બળવાન પુરૂષને તે વશ કરે છે, સ્ત્રી ચરિત્રરૂપી ફોજને ચારે દિશામાં ફેલાવી તન, મન, ધન અને ગુણ હરી લે છે.

---

**દોહા.**

ચતુર ન સરજ્યા હોત તો,
ચતુરાનનની ચુક;
કહો કોણ કહાડત અરે,
સકળ ગણાત ઉલ્લુક.-૨૦૫.

**અર્થ**-ચતુરાનન-ચાર મુખવાળા બ્રહ્મા એ દુનિઆમાં ચતુર પુરૂષ નહી પેદા કર્યા હોત તો તેની ભૂલ કોણ કાઢત? બધાજ ઉલ્લુક-ઘુવડ-બેવકૂફ ગણાત.

---

સત્સંગનું ફળ કેવું મોટું હોય છેઃ-

**દોહરા.**

ચાહે ચતુરને તો સહુ,
એમાં શું અધિકાઇ;
પણ તસ સહવાસી તણી,
ચાહ કરે સહુ ભાઇ.-૨૦૬.

**અર્થ**-ચતુર પુરૂષને સર્વે માણસો ચહાય છે, એમાં કંઇ નવાઇ નથી; પણ તે પુરૂષના સંગમાં રહેનારાં માણસોને પણ સર્વે ચહાય છે. અથવા તે પુરૂષની સહવાસી જે સ્ત્રી તેને પણ બધે માન મળે છે.

---

ગર્વ વિષે કવિ બુલાખી કહે છેઃ-

**દોહરો.**

એક એકથી અધિક છે,
અક્કલવંત જગ માંહ્ય;
બહુ રત્ન ધારિણિ ધરા,
કરો ન ગર્વ કદાય.-૨૦૭.

**અર્થ**-જગતમાં એકથી એક અધીક અક્કલવંત ઘણા છે. પૃથ્વી બહુ રત્નને ધારણ કરવાવાળી છે. (बहुरत्ना वसुंधरा) માટે કોઇએ કદી પણ અહંકાર કરવો નહી. શેરને માથે સવાશેર હોય છે.

---

## ૪૦. કુંજ.

---

ગિજનીના બાદશાહ શાહબુદ્દિન ગોરીએ હિંદુસ્તાન પર સાત ચઢાઇઓ કરી હતી તેમાં તેને અજમેરના રાજા પૃથિરાજ ચહુઆણને હાથે શિકસ્ત ખાઇ પાછા હઠવું પડયું હતું. એ પૃથિરાજનો જન્મ સંવત ૧૨૧૫ માં થયો હતો. ચંદ બારોટ તેનો રાજકવિ હતો, અને તેને જગદંબા માતાનું વરદાન હતું તેથી તેને વરદાઇ કરી કહેતા હતા. તેણે ૬૯ ભાગમાં પૃથ્વીરાજ રાસો નામનું પુસ્તક રચ્યું છે, જેના એક

લાખ છંદો છે. એ પુસ્તકમાં પૃથિરાજનાં યુદ્ધો, તેની દોસ્તી, તેના તાબાના સંખ્યા બંધ બળવાન રાજાઓ, અને તેઓના વંશ ચરિત્રનું વર્ણન આવેલું છે. એમાંનાં ૩૦ હજાર કાવ્યોનું અંગ્રેજીમાં ભાષાંતર મોઢે સાંભ ળીને મરહુમ કર્નલ ટોડ નામના રજપૂતાનાના એજંટે કર્યું છે. એ કાવ્યો સંપુર્ણ વીરરસ યુક્ત, ચમત્કારી અને જુનાં કાવ્યોના અદ્ ભુત નમુનારૂપ છે.

એ તમામ લઢાઈમાં શાહબુદ્દિન કેદ પણ પકડાયો હતો, પણ ભોળા ચહુઆણે અમુક દંડની રકમ લઇ તેને પાછો ગિજની પહોંચતો કર્યો હતો. તે પછી રજપૂતો મોજ માં પડી ગયા હતા, અને આપસમાં ફુટ પડી હ તી. પૃથિરાજે કનોજના રાજા જયચંદની પુ ત્રી સંયોગતાનું હરણ કર્યું હતું, અને તેની મોહનીમાં ફસાઇ પડયો હતો. જગે જગે અં ધેર ચાલી રહ્યું હતું. આ અંધેરની ખબર જનાનામાં સપડાયલા પૃથિરાજને પહોંચાડે કોણ? ચામુંડરાય નામનો મુખ્ય સામંત કેદમાં પૂરાયલો હતો. હાહુલીરાય હમીર અને ચંદ બારોટે વિચાર કર્યો કે દાસી સાથે કહેવડા વીએ તો તે કહે કે નહી. માટે લાંચ આપી દાસી સાથે એક ચીઠી મોકલી. તેમાં દ્વીઅર્થમાં લખ્યું હતું કે:–

તું પર ગોરી રત્તિયં,
અરૂ તાધર (તાધર) ગોરી તક્કિયં.–૨૦૮.

**અર્થ**–તું તો ગોરી–સ્ત્રીમાં આસકત થઇ રાત સુખમાં પડયો છે, પણ તા ધર–તારી ધરતી (તારા ઘરને) ગોરી તાકી રહયો છે (અથવા તારાપર ગોરી–સ્ત્રી આશક છે.) માટે ચેત. આ ચીઠી સાત દેવડી વટાવતાં સંયુક્તાએ છીનવી લીધી, અને વાંચી જોતાં ક્રોધે ભરાઇ દાસીને હુકમ કર્યો કે લખનારને છડીથી મારી હાંકી કાઢો. દાસીઓ તે બંનેને મારવા પાછળ દોડે છે, અને તેઓ આગળ દોડે છે (તેઓ જો ચહાતે તો ૭૦૦ ને પૂરા પડે એવા હતા, પણ રજપૂત ધર્મ અને રાજધર્મ વિચારી અબળા પર હાથ ઉ પાડયો નહી.) ઝરોખામાંથી પૃથિરાજ અને સંયુક્તાએ આ બનાવ જોઇ હસવા માંડયું. પોતાના સામંત પ્રત્યે આવી નિર્લજ રીતે પૃથિરાજને વર્તતો જોઇ હમીરનું માથું ફરી ગયું, હથીઆરો ફેંકી દીધાં, અને પ્રતિજ્ઞા લીધી કે, દિલ્હીનું પાણી હરામ છે. દિલ્હી અને સંયુકતાનો ચુડો સાથેજ ભંગાવીશ. (ચંદને કહે છે) તું તો ભાટ ભાઇ છે, તારા શબ્દમાં વીરતા છે, અંગમાં નથી. શું આપણને રાજા ટુકડાખાઉ સમજે? એમ કહી ઘોડે બેસી ગિજની તરફ નાઠો.

બાદશાહે બધો હાલ સાંભળી જાસુસો થી ખબર મેળવી ખાતરી થવાથી હિંદુસ્તાન પર ચઢાઇ કરી. પૃથિરાજ તો વિષયમાં લપ ટાયો હતો, તેથી કંઇ તૈયારી કરી નહોતી; એક દારૂણ યુદ્ધ થયું. ચામુંડરાયને હાલ છુટો કર્યો હતો તેણે કેદખાનામાંજ પ્રતિજ્ઞા લીધી હતી કે મારે લોઢું ઉપાડવું નહી. તીર નું લોઢાનું પાનું–ભાલોડ કઢાવી નાખેલું ખા લી તીર રાખીએ સામંતે પુછયું કોના તરફ ફે કું? હાહુલીરાયના દગાથી ક્રોધે ભરાઇ ગોરી ત રફ ફેંકવાનું ન કહેતાં હાહુલીરાય પર ફેંકવા પૃથિરાજે હુકમ કર્યો. ચામુંડે બહુ સમજાવ્યું કે બાદશાહને મારવા દો કે બધા નાશી જશે. પણ "વિનાશ કાળે વિપરિત બુદ્ધિ" ની કહેવત પ્રમાણે રાજાને સુજ્યું નહી. હાહુલી રાય પર તીર પડતાં તે પડયો; પણ સામેથી એક બીજું બાણ આવતાં ચામુંડરાય પણ પડયો. પૃથિરાજે તે પરથી ગોરી પર તીર ફેંકયું તે તેને દાંતમાં વાગી પડી ગયું તે પરથી પૃથિરાજ બોલ્યો:–

દીન પલટયો પલટી ઘડી,
પલટી હથ્થ કબાન;
પીથલ એહીજ પારખું,
દિન પલટયો ચહુવાન.–૨૦૯.

**અર્થ**–દહાડો બદલાયો, ઘડી બદલાઇ, મારા હાથમાંની કમાન–કામઠી પણ બદલાઇ, પીથલ–પૃથિરાજ! એજ એની પરિક્ષા કે ચહુઆણોનો દહાડો હવે બદલાઇ ગયો.

તાતારખાંએ ધસી આવી પૃથિરાજને પકડયો. પૃથિરાજ બોલ્યો, "મેં શાહબુદ્દિન ને સાતવાર કેદ પકડી છોડયો હતો; મારૂં ભવિષ્ય હું જાણું છું, પણ તારી નામર્દાઇ માટે મને ધિ:કાર આવે છે." તાતારખાં બોલ્યો:–"અમને તેં સાતવાર છોડયા તે તારી મૂર્ખાઇ હતી. જો પહેલીજવાર પૂરા કર્યા હોત તો આ વખત આવત નહી, માટે એ વાતમાં માલ નથી." એ યુદ્ધમાં ચિતો ડનો સમરસિંહ, તેનો પુત્ર કલ્યાણ, વગેરે પોતાના તેર હજાર મેવાડીઓ સાથે પડયા.

કુમાર રેણુશી (ચહુઆણુવંશનો છેલ્લો સ્તંભ) પણુ મર્યો. ગોરીએ દિલ્હી લીધું, અને યુધ્ધ કરી કનોજ પણુ લીધું. (સંવત ૧૨૪૯). પૃથરાજને પકડી તેની આંખો કોઇ કહે છે કે ચાંદીના તાર વડે સીવી નાખી, અને કોઇ કહે છે કે કાચ વડે કાપી તેને આંધળો કર્યો હતો.

ચંદ બારોટ જે યુધ્ધમાં જતાં પહેલાં માતાની આજ્ઞા લેવા મંદિરમાં ગયો હતો, તેણે દરવાજા બંધ થઇ જવાથી અંદર બેસી "પૃથ્વીરાજ રાસો" બનાવી લખી કાઢયો. યુધ્ધ પુરૂં થયે દરવાજા ખુલતાં ચહુઆણોની હાર વિગેરે સાંભળી ખેદ પામી પૃથિરાજને મળવા તે ગિજની ગયો. પૃથિરાજ સો મણુની લોઢાંની બેડીમાં પડયો હતો; ઉઠાય બેસાય નહી. ચંદ પોતાની વાકચાતુરીથી બાદશાહની મહેરબાની મેળવી કેદખાનામાં પૃથિરાજને મળવા ગયો. ચંદ છે, એવું જાણી તુરત બોજા સહિત ઉભો થઇ ભેટી પડયો. સુખદુઃખની વાતો થયા બાદ ચંદ મુકામપર ગયો, પણુ રોજ કચેરીમાં આવતો ગયો. એકવાર ચંદે ગોરીને કહ્યું કે પૃથિરાજના કેટલાક ચમત્કારના પ્રયોગો જોવા લાયક છે. એક તો એ (શબ્દ વેધ) શબ્દ સાંભળી બાણુ મારી શકે છે. આંખે આંધળો છે, છતાં તે આપને ગમત આપશે; પણુ તેની બેડી કઢાવી નાખી સારો ખોરાક આપો. તે મુજબ બાદશાહે હુકમ કર્યો. થોડા દીવસમાં પૃથિરાજ પાછો શરીરે તૈયાર થઇ ગયો કે બાદશાહે નિશાનબાજી કરી ગમત આપવા કહ્યું. તેપરથી એક પછી એક આઠ કમાનો (કામઠાં) પૃથિરાજે ખેંચી જોયાં તો સર્વ ભાંગી ગયાં, અને ચંદને કહ્યું કે મારી ઉપાડવાની કમાન હોય તેજ કામ આવે. તપાસ કરતાં માલમ પડયું કે તાતારખાન પૃથિરાજનાં તમામ હથીઆરો લાવ્યો છે, અને તે સઘળાં હથીઆરો પોતાથી ચાલતાં જોઇ તેણે રાખી લીધાં છે, પણુ માત્ર કમાન નહી ઉપડવાથી નકામી સમજી ઘોડાર (તબેલા)માં ભારોટીઆની જગ્યાએ ચણી લીધી છે. બાદશાહે તુરતજ ખોદી મંગાવી; પૃથિરાજે તે પોતાની કરી ઓળખી બીજે દીવસે તમાશો કરી બતાવવાનું કહ્યું.

બાદશાહે તેની પરિક્ષા જોવાને સો સો મણુના સાત તવા (કડઈઆ) લટકાવ્યા, અને પોતે ઉંચા ઝરોખામાં પોતાના હજુરીઆઓ સાથે બેઠો. બાદશાહે પ્રથમથી ચંદ સાથે એવી સમજુતી કરી રાખી હતી કે જે તવા ઉપર હું કાંકરી ફેંકુ તે તવાને "પૃથિરાજ શાબાશ" એટલું કહેતાં અવાજપરથી તે તરફ બાણુ મારી તે વિંધવો. પગમાં સાંકળો પહેરાવી પૃથિરાજને ચોકમાં ઉભો રાખ્યો. બાદશાહે ઇશારો કર્યો કે હું કાંકરી ફેંકું છું. ચંદ પેચ રમી બોલ્યો કે હું આખર તો ચહુઆણુનો નોકર તે મારાથી "પૃથિરાજ, શાબાશ" એવા શબ્દો કહી હુકમ કેમ કરી શકાય? આપ હુકમ કરવા યોગ્ય છો, અને પૃથિરાજ સાંભળવા લાયક છે. એ ઉપરથી બાદશાહ એક તવાપર કાંકરી મારી બોલ્યો: "વાહ, પૃથિ, વાહ."

બાદશાહ ઉંચો હતો તે જગ્યાનું પોતાના દીલથી માપ કરી હિંદી ભાષાનો ત્યાં જાણનાર કોઇ નહોતો, તે જોઇ ચંદ બોલ્યો:-

ચાર બંસ ચોવીસ ગજ, અંગુલ અષ્ટ પ્રમાણ,
એતે પર સુલતાન હૈ, મત ચૂકે ચહુવાણ.-૨૧૦.

અર્થ-ચાર વાંસ એટલે ચોવીસ ગજ અને ઉપર આઠ આંગળ એટલે દુર સુલતાન બેઠો છે. માટે હે ચહુવાણ! તું ચુકતો નહીં. પૃથિરાજે શહાબુદિનનો શબ્દ સાંભળ્યો હતો, અને હવે ચંદના કાવ્યથી છેટું માલમ પડયું કે બાણુ હાથમાં લીધું.

એ બાણુ પૃથિરાજને વંશપરંપરાનું પ્રાપ્ત થયું હતું તેથી હો અથવા માત્ર શૂર ચઢાવવાને માટેજ ચંદ બોલ્યો:—

છપ્પય.

યહી બાણુ ચહુઆન, રામ રાવણુ ઉથપ્યો,
યહી બાણુ ચહુઆન, કરણુ શિર અરજુન કપ્યો;
યહી બાણુ ચહુઆન, શંકર ત્રિપુરાસુર સંધ્યો,
યહી બાણુ ચહુઆન, ભ્રમર લછમન કર બેંધ્યો;
સો બાન આજ તો હથ્થ લગો, ચંદ બીરદ સચ્ચો ચવે,
ચહુઆન રાન સંભર ધની, મત ચુકે મોટે તવે.
-૨૧૧.

અર્થ-એજ બાણુવડે હે, ચહુઆણુ! રામે રાવણુને ઉથાપી-મારી નાખ્યો છે; હે, ચહુઆણુ! એજ બાણુવડે કર્ણુનું માથું અર્જુને ઉડાવ્યું છે; એજ બાણુવડે શંકરે ત્રિપુરાસુર રાક્ષસને માર્યો છે, અને એજ બાણુવડે સૂર્યનારાયણુના રથમાંના ભમરાના નિશાનને લક્ષ્મણે વીંધી નાખ્યું છે;

હે ચહુઆણુ રાણુ–રાજા, સાંભર (અજમેર પાસે મીઠાંના તળાવવાળો મુલક જેની રાજગાદી અજમેર હતી) ના ધણી! તારે હાથ આજ તે બાણુ આવી ચઢયું છે. ચંદ ખરી સ્તુતિ કરીને કહે છે, માટે તું ચુકતો નહી; મોટા તવાપર આબાદ મારજે.

મોટો તવો કહી તેને ચંદે એવી સમશ્યા કરી કે મોટો તવો તે **"શહાબુદ્દિન ગોરી."**

પૃથિરાજે તવાઓને મુકી દઇ બાણુ શહાબુદ્દિનના અવાજ તરફ ફેંક્યું, કે તત્કાળ કપાળમાં વાગી સિંહાસનપરથી નીચે પડયો, અને બધે હાહાકાર થઇ રહ્યો. પૃથિરાજ અને ચંદ બંને પોતાનું ભવિષ્ય જાણતા હતા, પણ દુશ્મનોને હાથે ન મરતાં અગાઉથી સતલસ કરી રાખી હતી તે મુજબ બંને જણાએ એક બીજાને ભેટી તરવારવડે પોતાનાં મસ્તકો ઉડાવી નાખ્યાં.

મુસલમાનોએ બાદશાહ, પૃથિરાજ અને ચહુઆણુ એ ત્રણેને એકજ જગ્યાએ સાથેજ દાટયા. એ રીતે આ ઐતિહાસિક બનાવનો અંત આવ્યો.

(આ બનાવનું ચિત્ર જયપૂર રાજ્યમાં છે.)

---

આજ બનાવના સંબંધમાં વિરભદ્ર નામનો સદાશિવનો ગણુ જે લઢાઇ પહેલાં વાજીંત્રોના જોરના અવાજથી જાગી ઉઠયો હતો, તેણે ક્રોધે ભરાઇ ચંદ આગળ કેટલાંક ભવિષ્યો કહેલાં કહેવાય છે. તે વિષે ચંદ વીરભદ્રના વચન કાવ્યમાં લખતાં કહે છે:–(જે વીરને જગાડશે તેનું રાજ્ય જશે એવી વાત હતી.)

રંગ રાગ બાગન થટ્ટયં, ઇત્યાદી.

* * * * * * *

પૂછત ચંદસુ બત્તિયં,
કહો હોનહાર સકથ્થિયં.
યહ હોનહાર સ હોય હે,
દિલ્લી ન થિરતા સોય હે.
પુન મ્લેચ્છ દલબલ જોર હે,
અર શહર દિલ્લીય તોર હે.
પૃથિરાજ જુધ્ધ ન જીત હે,
રણુ સમય રાવલ બીત હે.
ચામંડરાય ગુરૂ રામહી,
કટ પરહિ ભારથ કામહી.
પૃથિરાજ બંધહિ પાવહી,
ખટ માસ વિપત વિહાવહી.
નૃપ શાહ ચંદ રૂ તીનયં,
રહે એક ઠોર સુ લીનયં.
ગોરી સુ દિલ્લી આનયં,
પુની બરત હિંદુસથાનયં.
તિહિ દુર્ગ દેવલ ભાજયં,
અતિ આનરથ્થ સ સાજયં.
વરતે સ વરસાં દોયસે,
તા પીછ ચકતા આવસે.
હિંદવાન દંડ ભરાવહી,
નૃપ ઘર ઘરહિ ધિય બ્યાવહી.
દખનાદસું દળ આવહી,
તિહિ તખત દિલ્લી ન પાવહી.
તા પીછ ટોપી આવહી,
બહુ ઇલમ કલમ ચલાવહી.
નારીસું રાજા વર્જસી,
હિંદુ તુરક સબ ભર્જસી.
ઇહ તખત દિલ્લીય આવહી,
નૃપ ઘર ઘરહી સુખ પાવહી.
વહ ધર્મરાજ જમાવહી,
પ્રતિપાળ ન્યાય કહાવહી.–૨૧૨.

* * * * * * *

**અર્થ**–રંગરાગના મોટા ઘોર વાજાં થયાં જે સાંભળી વીરભદ્ર જાગી ઉઠયો અને એક શિલા ઉથલી પડી; જે એંસી ગજ લાંબી, પચાસ ગજ પહોળી, અને દસ ગજ જાડી હતી. એ ગુફા ખુલી તેમાંથી એક વીર નીકળ્યો: તેણે રૂદ્રાક્ષની માળાઓ પહેરેલી, હાથમાં ખડગ અને ખપર પકડેલાં, અને મોંઢે શંભુ શંભુ ઉચ્ચાર કરતો હતો. પૃથિરાજે તેને પ્રણામ કર્યો, પણ તે કંઇ બોલ્યો નહીં. સમરસિંહને પગે પડયો.

કવિચંદ તેને પૂછવા લાગ્યો કે હવે શું થનાર છે, તે કહો. ગણુ કહે છે, હોણુહાર થાય છે અને દિલ્લી સ્થિર રહેશે નહીં. મુસલમાનનું જોર પાછું થશે તે દિલ્લી તોડશે. પૃથિરાજ યુધ્ધમાં જીતશે નહીં, અને ચિતોડનો બહાદુર રાવળ સમરસિંહ માર્યો જશે. ચામુંડરાય અને રામગુરૂ ભારત યુધ્ધમાં કપાઇ જશે. પૃથિરાજ કેદ થશે અને છ મહિના કેદ ભોગવશે. શહાબુદ્દીન, પૃથિરાજ, અને ચંદ એકજ જગ્યાએ મરી સાથેજ ભૂમી શરણુ થશે. વધુ ગોરી–મુસલમાનો હિંદુસ્તાનમાં ફેલાશે; કિલ્લાઓ અને દેવળો ભાંગી નાખી મોટો અનર્થ કરશે.

એવી રીતે બસો વર્ષ વીત્યા પછી ચક ત્તા (મોગલ) આવશે. તેઓ હિંદુઓને દંડ શે, અને ઘેરે ઘેરથી રાજાઓની પુત્રીઓને પ રણશે. તે પછી દક્ષિણથી દળ આવશે, પણ તેને દિલ્લીનું તખત મળશે નહીં. તે પછી ટોપી–ટોપીવાળા આવશે, તેઓ કળા અને કલમ ખૂબ ચલાવશે. નારી એટલે રાણીનું રાજ્ય થશે અને હિંદુ તૂરક બધા તેને ભ જશે–નમશે. તે પણ દિલ્લીના તખતપર આ વશે અને રાજાઓ ઘેરઘેર સુખી થશે. તેઓ ધર્મરાજ જમાવશે, અને ન્યાયના પ્રતિપાળ કહેવાશે. વિગેરે આગળ ઘણાં ભવિષ્યો એ સાતસેં વર્ષ પહેલાંના કહેવાતા કાવ્યમાં બ તાવ્યાં છે.

( મોગલો રજપૂત રાજાઓની કન્યાને પરણ્યા હતા. દક્ષિણનું દળ–શિવાજી અને મરાઠાઓનું. મરાઠાઓ ઇ૦ સ૦ ૧૭૬૦ માં પાણીપતના યુધ્ધમાં હાર્યા હતા. ટોપી એ ટલે ફિરંગી, વલંદા, અંગ્રેજ વિગેરે.)

વીરભદ્રને મોઢેથી ભવિષ્ય સાંભળી ચ હુઆણ ફીકર કરવા લાગ્યો, ત્યારે વીરભદ્રે કહ્યું હતું કે–ધરતી કોઇને ઘેર રહી નથી, માટે શોચન કરો.

એ સંબંધનાં કાવ્યો ફરી આપવામાં આવશે.

## ૮૧. કુંજ.

એક ફકીરે અકબરશાહની આગળ કહ્યું કે હજાર દાન પુન્ય, નમાઝ અને ધર્મ કાર્ય કરો તે, કોઇનું દિલ, મન, વચન અને કાયાથી ન દુઃખાવવું (હિંસા ન કરવી) તેના સરખું ઉંચું પુન્ય નથી. કઇ પાદશાહ એ પ્રમાણે વર્ત્યા નથી અને ચાલ્યા ગયા.

**બેત.**

આયે થે ઇસ બાગમેં,
ખાલી દામનકો લે ગયે;
ખાક સરપર, દાઘ દિલપર,
સીના બિરીયાં લે ગયે.–૨૧૩.

અર્થ–દુનીઆરૂપી આ બગીચામાં ઘણાં માણસો આવ્યાં, અને ખાલી દામન–ખોળો–પલ્લો. ( ખાલી હાથે–પુન્યની કમાઇ કર્યા વગર ) લઇને પાછા ગયા. ( બાગમાંથી કંઇ મેવો છેડામાં બાંધ્યો નહી.)

જો કંઇ લઇ ગયા તો સંસારની ધુળ માથાપર, અને દિલપર ડામ ( એટલે મતલબ નહી સરવાથી ) બીરીઆં–ભુંજેલી–બળેલી સીનાં–છાતી સાથે પાછા ગયા.

---

આગળ ચાલતાં ફકીર બોલ્યો:–હિંદુ મુસલમાનનો ભેદ કાઢી નાખી સમાન દ્રષ્ટિ થી વર્ત્તો. આ સાંભળી પાદશાહના દિલપર મોટી અસર પેદા થઇ, અને દરબારીઓને કહ્યું કે મને એવો રસ્તો બતાવો કે પ્રજાના દિલમાં મારા પ્રત્યેનો અપૂર્વ પ્યાર નિવાસ કરે.

આ સાંભળી પ્રથમ બીરબલ બોલ્યો:–

મહારાજ, ફકીરનું કહેવું બરાબર છે. હિંદુ યા મુસલમાન, કીડી યા કુંજર–હાથી સર્વે ખુદાના બંદા છે, માટે સમાન દ્રષ્ટિ રાખવી જોઇએ. જે પાદશાહ રૈયત રૈયતમાં ભેદ રાખે છે, તે ફના થાય છે. અન્યાય આપવો અને પક્ષ કરવો એ ખુદાી બે ઇમાની છે.

જેમકે:–

**શેર.**

ન કરના પક્ષ કિસીકા,
ન હોના બેઇમાન;
રખકે દિલમેં ખોફ ખોદા,
ખુશ કરના હર ઇન્સાન.–૨૧૪.

અર્થ–કોઇનો પક્ષ–તરફદારી કરવી ન હી. તેમજ પોતાના ધર્મથી બેઇમાન થવુ નહી.

દિલમાં હમેશાં પરમેશ્વરનો ડર રાખી ને હરેક માણુસને ( જાતભાત વગર ) ખુશ કરવો.

---

આ પછી મોલ્લા ફૈઝી બોલ્યો:–

**શેર.**

મત કર કિસીપેં ઝબરદસ્તી,
કિસીકા દિલ દુઃખાના નહી;
અલ્લાહને તૂજકો શાહ કિયા,
ફિર બેઇન્સાફ હો જાના નહી.–૨૧૫.

**અર્થ**–હે બાદશાહ! કોઇપર જબરદસ્તી–જુલમ ગુજારવો નહી, તેમજ કોઇનું દિલ દુઃખાવવું નહી.

પરમેશ્વરે તને શાહ બનાવ્યો છે, તો કદીપણુ અન્યાયી (ખોટો ઇન્સાફ કરનારા) થવુંજ નહી.

---

તે પછી ખાનાનખાન બોલ્યો:–

**પદ.**

રખો મોહબ્બત રૈયતસેં જો,
તુમ ટટોળો ગરીબોં;
કાકલવો જીગર તુમ છોડો,
ત અસ્સલકો દેખો.
ઉસી દમ હોગી મોહબ્બત,
કરો જબ અદલ તુમ.
–૨૧૬.

**અર્થ**–જો તમે રૈયતનો પ્યાર મેળવવા ચહાતા હો તો પહેલાં ગરીબોને ટટોળો–શોધી કાઢો. તેઓના કાકલવો–કકળાટ કરતું દુઃખી જીગર–દિલને તમો છોડાવો–દુઃખ દુર કરો. અસલ વાત–મુદ્દાની વાત આ છે. જ્યારે તમો ચોખો ન્યાય આપવા લાગશો કે તુરતજ આખી દુનીઆનો પ્યાર તમે જીતી લેશો.

---

તે પછી અબોલફઝલ બોલ્યો:–

મ બાશ દર પયે આઝાર હરચે ખાહી કોન,
કે દર શરીઅતે મા, ગૈર અઝીં ગોનાહી નીસ્ત;
દેલ બેદસ્ત આવર કે હજ્જે અકબર અસ્ત,
અઝ હઝારાં કઅબે યક દેલ ખોશ્તર અસ્ત.
–૨૧૭.

**અર્થ**–(મ બાશ=કોશીશ નહી કર; દર પયે=પાછળ લાગવું; આઝાર=ઇજા; હરચે=જે જે; ખાહીકોન=ચાહે તે તું કર.) એટલે–દુનીઆમાં તું ચાહે તે કર પણ કોઇને દુઃખ દેવાની કોશીશ કરતો નહીં.

(દર શરીઅતે=શરીયતની અંદર–ખુદાનો હુકમ તે શરીયત; મા=અમારી; ગૈર અઝી=આના સિવાય–એથી મોટો બીજો કોઇ; ગુનાહી નેસ્ત=ગુન્હો નથી.)

અમારી શરીયત (ઇશ્વરી આજ્ઞા) માં આ કરતાં બીજો કોઇ મોટો ગુન્હો નથી.

(બેદસ્ત=હાથમાં; આવર=લાવ; હજ્જે અકબર=મોટામાં મોટી હજનો દિવસ–મક્કામાં હજ પઢવા જાય છે, તે દિવસ તા૦ ૯ ઝીલહજ્જ મહિનાનો હોય છે, પણ તેજ તારીખ શુક્રવાર તો ઘણે વરસે આવી જાય છે. ઝીલહજ્જ મહિનાની તા૦ ૯ મી ને શુક્રવારે જે હજ થાય તેને **હજ્જે અકબર** કરીને કહે છે; અસ્ત=છે.)

સામાનું દિલ હાથમાં લેવું–દિલ રાજી કરવું–પારકું મન જીતી લેવું વિગેરે તેનું પુન્ય હજ્જ–અકબર બરાબર છે.

(કઅબે=મક્કા; ખોશ્તર=વધારે ખુશ કરવું તે; અસ્ત=છે) એક પણ માણસના દિલને વધારે ખુશી કરવું તે હજારો મક્કાશરીફની હજ્જ કરવા કરતાં પણ વધારે કિંમતનું છે.

અર્થાત કોઇના દિલને દુઃખી ન કરવુ (હિંસા કરવી નહીં) પણ તેના દિલને હર પ્રકારે રાજી રાખવા જેવું કોઇ પુન્ય નથી.

---

તે પછી અબુલફતહ બોલ્યો:–

ખોદા રહમ કરતા નહી ઉસ શાહ પર
ન હો રહમો એન્સાફ જીસકે જેગર પર
બીઅદલીસે આફત પડે, કિસ બશર પર
પડે ગમકા સાયા, ઉસી પાદશાહ પર
કરો મહેરબાની તુમ, અહલે ઝમીં પર
ખોદા મહેરબાં હોગા, અરશે બરીં પર
–૨૧૮

**અર્થ**–જેના જીગર–દિલની ઉપર રહેમ–દયા અને ન્યાય બુદ્ધિ નથી, તેવા પાદશાહની ઉપર પરમેશ્વર પણ દયા કરતો નથી.

ગેરઇન્સાફથી કોઇ બશર–આદમી પર આફત આવી પડે છે તો તે જે રાજ્યમાં હેતો હોય ત્યાંના તેવા અન્યાયી પાદશાહપ હમેશાં ગમ–દિલગીરીનો છાંયો પડે છે.

આ જમીન ઉપર એટલે–રહેવાવાળા સર્વ જીવોની ઉપર તમે મહેરબાની કરો, તો પરમેશ્વર અરશે બરીં–સ્વર્ગના મકાનમાં તમારીપર મહેરબાન રહેશે–તમને સુખી કરશે.

---

દીવાન ટોડરમલ બોલ્યો:-

પદ.

અયે શાહ અદલ સબકા કરીએ,
જીતને પ્રાની હૈ યે ખોદાકે,
સબીકે દુઃખકો હરીએ;
અદલ કમા કર નોશીરવાંકા,
ભ વ સા ગ ર સે તરીએ.-અયે૦
ઇસ દુન્યામેં કોઇ નહી અપના,
ઇસકો ચિત્તમેં ધરીએ;
પક્ષ કરો મત રાય કિસીકા,
ખોફે ખોદાસેં ડરીએ.-અયે૦
-૨૧૯.

**અર્થ**-અરે પાદશાહ! બધાની સાથે ન્યાયથી વર્ત્તવું જોઇએ; જેટલા પ્રાણીઓ છે તે સઘળાં પરમેશ્વરનાં પેદા કીધેલાં છે, માટે તે બધાનાં દુઃખ હરવાં-મટાડવાં જોઇએ. નોશીરવાન પાદશાહ (ઇરાન)ના જેવા અદલ ઇન્સાફી થવું જોઇએ, કે જેથી આ સંસારસમુદ્ર તરીને મોક્ષ જવાય.

આ દુનિઆનાં આપણું કોઇ નથી, આ વાત ચિત્તમાં યાદ રાખવી જોઇએ. રાજા! કોઇનો જરાપણ પક્ષપાત કરવો નહી (હિંદુ હોય કે મુસલમાન) પરમેશ્વર નારાજ થશે એવો ડર દિલમાં હમેશાં રાખવો જોઇએ.

આ સાંભળી અકબરશાહ બહુ ખુશી થયા અને એવી નીતિ ધારણ કરવાનો નિશ્ચય કર્યો; ફરી પુછ્યું કે કોઇને આ સંબંધમાં કહેવું હોય તે મારો ડર ખાધા વગર સુખેથી કહો.

---

એ સાંભળી રાજા કોકલતાશ બોલ્યા:-

પદ.

જો તુમ અદલસે કરો પાદશાહી,
પ્રજા ભી રહેગી સીરકો ઝુકાઇ;
પક્ષ કરો ન કિસીકા રાઇ,
કાયમ રહેગી સદા પાદશાહી;
હઠ ધર્મકો ત્યાગોગે તુમ,
રહોગે અમનસેં સદાઇ.-૨૨૦.

**અર્થ**-જો આપ ન્યાયથી બાદશાહી-રાજ કરશો તો આખી પ્રજા આપને નમીને ચાલશે. (ન્યાયથી સૃષ્ટિને જીતાય છે, નહીં કે જોરથી.)

રાજા કોઇનો પક્ષપાત કરવો નહીં, તો જ આપની બાદશાહી કાયમ રહેશે.

હઠ ધર્મ-હઠ કરવાનો સ્વભાવ જો આપ છોડશો તો હમેશાં અમન-આનંદમાં રહેશો.

બાદશાહે સર્વેને શાબાશી આપી, બોલ્યા:-અલ્લાહો રબ્બેલઆલમીન. (ખોદા કુલ આલમનો પ્રભુ છે).

---

## ૪૨. કુંજ.

---

જ્યારે પાંડવ-કૌરવનું યુદ્ધ થયું તે પહેલાં એવો ઉત્પાત પેદા થશે એમ લાગ્યું હતું. તે વખતે વેદ વ્યાસજી વિદ્યમાન હતા; અને જ્યારે તેઓએ જોયું કે દુર્યોધન કૌરવ બધી અનીતિનું મૂળ છે. માટે તેને સમજાવવા માટે વેદ વ્યાસજી ધૃતરાષ્ટ્રને નીચેના સંબંધમાં કહે છે:-

કવિત્ત.

દિનચારી કૂકે નિસા,
નિસાચારી કૂકે દયોસ,
વનચારી નગ્ર, નગ્ર-
ચારી વન ધાવે હૈ;
અંબ બીચ ફુલે કુંજ,
કુંજમેં લગે હૈ કેરી,
કાલ દેશ વસ્ત્રકો,
વિરોધસેં લખાવે હૈ;
બિન પાન તૂટે ધજા,
જલે ના અહુતી હોમ,
ગ્રીધુનકે ઝુંડ કર-
ખેતરપેં જાવે હૈ;
હોત ઉત્પાત ફરૂ-
છત્રનકો અદન કાજ,
કુલકો કદન પૂત,
ક્યોં ન સમજાવે હૈ.-૨૨૧.

**અર્થ**-કૌરવનો દહાડો પલટયો છે, તેથી કેટલાંએક ખોટાં ચિન્હ નજરે આવે છે. હમણાં પણ કવખતનો વરસાદ, વંટોળીઓ, વીંછીનો ઉપદ્રવ વિગેરે ચિન્હો જોઇ કોઇ મોટી લડાઇ જાગશે, એવું કેટલાએક આગાહી કરે છે.

દિનચારી-દહાડાની વખતે ચરનારાં જાનવરો રાત્રિને વિષે રૂદન કરે છે, રાત્રિએ ફરનારાં-બોલનારાં જાનવરો દિવસે પોકાર કરી રહ્યાં છે. વનચરો-જંગલમાં ચરનારાં

આ શહેર તરફ દોડી રહ્યાં છે, અને નગર માં રહેનારાંઓ વન તરફ દોડે છે.

આંબાઓ વગર મોસમે ફુલીને કુંજ માં કેરીઓ લાગવા માંડી છે; કાળ, દેશ અને વસ્તુનાં સર્વે નિશાનો ઉલટાંજ નજરે આવે છે.

પાન–પવન વગર ધ્વજાઓ ફાટી જવા માંડી છે, યજ્ઞમાં હોમેલી આહુતિ બરાબર બળતી નથી અને ગીધ પક્ષીનાં ટોળાં કુરૂક્ષેત્ર (પાણીપત)ના મેદાન તરફ ઉડીને જવા માંડયાં છે.

એવો કોઇ ઉત્પાત થશે કે કૌરવના છત્રનો કાળ–ઉલટો સમય આવ્યો છે, અને તેથી તેમનું રાજ્ય જશે. માટે હે, ધૃતરાષ્ટ્ર! કુલનો કદન–કુહાડો–કપૂત જે દૂર્યોધન તેને કેમ સમજાવતો નથી કે જેથી તે અનર્થ છોડી દે?

---

અમરચંદ પી૦ પરમારે અનુવાદ કરી રચેલા વૈરાગ્યના (૧૬) છપ્પય.

(સન ૧૮૮૦ નો પ્રયાસ.)

### ૧. છપ્પય–(અમર કાવ્ય).

ભવ સમુદ્રકે બીચ, ડૂબેકો કૌન ઉગારત?
સુગુરૂ કૃપા જહાજ, ઇશ ચરણોંમેં ધાવત:
બંધન બડો સો કહા? વિષય પ્રીતીકો જાનો,
મુક્ત ભયો સો કૌન? વિષય ત્યાગીકો માનો:

ત્યોં ઘોર નર્ક સુર બાસ હૈ,
સ્વદેહ, તૃષ્ણા ત્યાગમેં,
સંસાર જીત્યો વહ પુરૂષ હૈ,
આત્મ બોધ કે રાગમેં.–૨૨૨.

**અર્થ**–સંસારરૂપી સમુદ્રમાં ડૂબતો હોય તેને કોણ ઉગારશે?

સદ્‌ગુરૂની કૃપારૂપી વહાણુ, અને પ્રભુના ચરણમાં દોડવું.

દુનિઆમાં મોટું બંધન કયું?
વિષયમાં આસકત થવું તે.

દુનિઆમાં મુક્તિ કોણે મેળવી?
જેણે ઇંદ્રિઓના વિષયો છોડયા તે.

ઘોર નર્ક કયું?
પોતાનુંજ શરીર.

સ્વર્ગનો વાસ કયો?
તૃષ્ણાઓનો ત્યાગ કરવો તે.

સંસારમાં કોણ જીત્યું?
આત્મબોધનો રાગી–પ્રેમી પુરૂષ.

---

### ૨. છપ્પય–(અમર કાવ્ય).

હેતુ મોક્ષકો કહા? બોધ અંતરમેં પસરે,
નર્કદ્વાર હૈ કૌન? મોહ નારીકે ફસરે;
કૌન સ્વર્ગ દાતાર? અહિંસા જો જન રાગી,
સુખસે સોવે કૌન? સમાધિ ધ્યાનસુ લાગી;

જગ જાગૃત ભયો સો કૌન હૈ?
સત્ય અસત્ય બિચારનો,
શત્રૂ હૈ નિજ ઇંદ્રીય અરૂ,
જીતોય મિત્રહિ ધારનો.–૨૨૩.

**અર્થ**–મોક્ષ મળવામાં હેતુ–કારણરૂપે શું હોય છે?

જ્યારે અંતરંગ બોધ પ્રસરે ત્યારે.

નર્કનો દરવાજો કયો?
સ્રીના મોહમાં ફસાવું–આસકત થઈ તલ્લીન થવું તે.

સ્વર્ગને આપનારો કોણ?
અહિંસા વિષે જેને રાગ હોય તે રાગ.

સુખથી સુનારો કોણ?
સમાધિ અને ધ્યાન વિષે જેને સારો પ્રેમ હોય તે.

દુનિઆમાં જાગૃત કોણ છે?
સત્યાસત્યના વિચારવાળો.

આપણો શત્રૂ કોણ?
પોતાનીજ ઇંદ્રિઓ.

આપણો મિત્ર કોણ?
જો તેજ ઇંદ્રિઓ જીતાઇ તો તે.

---

### ૩. છપ્પય–(અમર કાવ્ય).

દરિદ્રી નર હૈ કૌન? બહુ તૃષ્ણા હૈ જિનકો,
શ્રીમંત ભયો સો કૌન? ધરે સંતોષ સુમનકો;
જીતે મર્યો સો કૌન? પુરૂષ ઉદ્યમ નહિ પકરે,
અમૃત જૈસી કૌન? નિરાશા સુખમેં વિચરે;

મન પાશબંધ અભિમાન હૈ,
કેફ તુલ્ય મોહનિ ત્રિયા,
પુન્નિ કામાતુર અતિ અંધ હૈ,
મૃત્યુ અપજશકી ક્રીયા.–૨૨૪.

**અર્થ**–સૃષ્ટિમાં દરિદ્રી કયો પુરૂષ?
જેને બહુ તૃષ્ણા હોય તે.

શ્રીમંત–ધનવાળો કયો પુરૂષ?

જે પોતાના દિલમાં સંતોષ પકડે તે.

જીવે છે, તે છતાં મુઆ સમાન કોણ છે?
જે પુરૂષ ઉદ્યમ નથી પકડતો તે.

અમૃત સમાન કઇ વસ્તુ છે?
નિરાશા (આશા ભંગ) થયાં છતાં, સુખમાં વિચરવું તે.

મોટો પાશબંધ (ફાંસો) કયો?
મનમાં અભિમાન લાવવું તે.

કેફ સમાન કઇ વસ્તુ?
સ્ત્રીની મોહિની.

ખરો આંધળો કોણ?
કામાતુર પુરૂષ.

મૃત્યુ કયું?
અપજશનું કાર્ય કરવું તે.

---

૪. છપ્પય–(અમર કાવ્ય).

ગુરૂ શ્રેષ્ટ સો કૌન? હિત ઉપદેશ જુ કરહી,
ઉત્તમ શિષ્ય હે વેહ, સ્વગુરૂ સેવા જો ધરહી;
બડો રોગ હે કૌન? મહા સંસારહિ જાનું,
ઔષધી ઉસકી કહા? સારયુત બિચાર માનું:
આભૂષણુ બડો સુશીલ ત્યોં,
સ્વમન શુધ્ધ હે તીર્થ બડ,
જન તજન યોગ્ય યે દોનું હે,
જ્યોં કાંતા ત્યોં કનક જડ.–૨૨૫.

અર્થ–સૌથી મોટો ગુરૂ કયો?
જે હિત–ભલાંનો ઉપદેશ કરે તે.

ઉત્તમ શિષ્ય કોણુ?
પોતાના ગુરૂની સેવા કરે તે.

મોટો રોગ કયો?
સંસારરૂપી મહા સમુદ્રમાં ભટકવું તે.

તે રોગનું ઔષધ શું?
સારરૂપ વિચારદૃષ્ટિ.

મોટું આભૂષણુ–ઘરેણું કયું?
સુશીલ–શીયળ–પવિત્રતા.

મોટું તીર્થ કયું?
પોતાનું મન શુધ્ધ રાખવું તે.

છોડવા લાયક શું?
જેમ કાંતા–સ્ત્રી તેમજ કનક–સોનું–ધન.

---

૫. છપ્પય–(અમર કાવ્ય).

સુનન યોગ્ય હે કહા? ધર્મ ગુરૂ વચન સુધારા,
હેતુ બ્રહ્મગત કહા? સંગસત્ દયા બિચારા;
હેતુ ઔર સંતોષ, ચાર યહ કારન શિવપદ,
સંત જુ ત્યાગે મોહ, ધરત વૈરાગ્ય તત્વ સદ્;
જિમ ચિંતા હનત સુપ્રાનકો,
અવિવેકી મૂરખ બરો,
નિઃપાપ કામ નિર્વાહ લિયે,
યોગ્ય કામ ભકિત કરો.–૨૨૬.

અર્થ–સાંભળવા લાયક શું?
ધર્મગુરૂના વચનની સારી ધારા.

બ્રહ્મગતિ (મોક્ષ) મેળવવાનાં કયાં કયાં કારણો?
સત્સંગ, દયા, વિચાર અને સંતોષ એ ચાર.

સંતને ત્યાગવા લાયક શું? અને ધારણ કરવા લાયક શું?
મોહ–પ્રેમને ત્યાગે, અને સદ્ વૈરાગ્ય તત્વને ધારે.

પ્રાણુનો નાશ કરનારૂં શું?
ચિંતા.

મોટો મૂર્ખ કોણુ?
અવિવેકી–વિનય વગરનો પુરૂષ.

નિર્વાહ અર્થે શું કરવું?
પાપ રહિત કામ.

યોગ્ય–લાયક કામ શું?
ભકિત કરવી તે.

---

૬. છપ્પય–(અમર કાવ્ય).

બિદ્યા બડી સો કૌન, બ્રહ્મગતિ દેવનહારી,
બોધ બડો સો કહા? હેતુ મુકિત સંસારી,
શ્રેષ્ટ લાભ હે કહાં? જ્ઞાન આત્મા પાનેમેં;
જગ જીત્યો સો કૌન? મન જીત્યો જાનેમેં,
ત્યોં કામજીત શૂરો બડો,
બુદ્ધિવાન સમજો ઉસે,
જો રાખ ધૈર્ય ડુબ્યો નહી,
સ્ત્રી કટાક્ષ મોહનિ વિષે.–૨૨૭.

**અર્થ**–મોટી વિદ્યા તે કઇ?
જે મોક્ષ આપનારી હોય તે.

મોટો બોધ કયો?
જેમાં સંસારમાંથી મુક્ત થવાનો હેતુ હોય તે.

સર્વોત્કૃષ્ટ લાભ કયાં રહેલો છે?
આત્મજ્ઞાન પ્રાપ્ત કરવામાં.

દુનિઆ કોણે જીતી?
જેણે મનને બીજે સ્થળે ન જવા દેતાં જીતી લીધું તે.

મોટો શૂરવીર કોણ?
જેણે કામને જીત્યો તે.

બુદ્ધિવાન કોણ?
સ્ત્રીના કટાક્ષની મોહનિમાં નહી ફસાતાં જેણે ધીરજ રાખી તે.

---

### ૭. છપ્પય–( અમર કાવ્ય ).

બિષમેં બિષ હૈ કહા? વિષય ઈંદ્રિયકે જાનો,
દુઃખી કૌન સંસાર? મગ્ન વિષયોંમેં માનો;
ધન્ય યોગ્ય હૈ કૌન? અન્યોપકારહુ પૂરો,
પૂજન યોગ્ય હૈ કૌન? જ્ઞાન આતમમેં શૂરો;

મત કરો પાપમેં સ્નેહ કછુ,
પંડિત ધર્મ કહો પઠન,
સંસાર મૂળ ચિંત્તા કહી,
નારી બેડી હૈ કઠન.–૨૨૮.

**અર્થ**–વિષયમાં વિષ ( મોટું ઝેર ) તે કયું?
પાંચે ઈંદ્રિઓના વિષયોને સેવવા તે.

સંસારમાં દુઃખી કોણ?
વિષયોના સુખમાં જે આનંદ માનતો હોય તે.

ધન્યવાદ આપવા લાયક કયો પુરૂષ?
પારકાનો ઉપકાર માનવામાં જે પૂર્ણ હોય તે.

પૂજવા લાયક કોણ?
જે આત્મજ્ઞાનમાં શૂરો હોય તે.

કઇ વસ્તુમાં કદીપણ પ્રીતિ ન કરવી?
પાપ કર્મમાં.

પંડિતનો ધર્મ શું?
વિદ્યાભ્યાસ.

સંસાર વધારવાનું મૂળ શું?
ચિંત્તા.

કઠણ–સખત બેડી તે કઇ?
નારીની બેડી.

---

### ૮. છપ્પય–( અમર કાવ્ય ).

જ્ઞાન વિશેષ સુ કહા? તિયનસેં નહી ઠગાના,
સ્વચ્છ વૃત્ત સો કહા? કપટબિન ગરીબ રહાના;
જ્ઞાની ન જાને કહા? તિયન ચરિતનકી બાતેં,
ત્યક્ત સદા નહી કહા? બુરી ઇચ્છા મન લાતેં;

ત્યોં મૂર્ખ સદા હૈ જો પશુ,
વિદ્યામેં અંજાન હૈ,
સત્સંગ બિનાકો જ્ઞાની નર,
ભટકત હિરન સમાન હૈ.–૨૨૯.

**અર્થ**–વિશેષ જ્ઞાન કયું?
(કુટીલા) સ્ત્રીથી નહી ઠગાવું તે.

સ્વચ્છ પવિત્ર વૃત્ત કયું?
ગરીબ રહીને પણ કપટ વગર નિર્વાહ ચલાવવો તે.

બુધ્ધીવાન પણ શું નહી જાણે?
સ્ત્રી ચરિત્રની બાબતો.

સર્વથા નહી છોડી શકાય તે શું?
બૂરી ઇચ્છાઓ મનમાં લાવવી તે.

પશૂ–મૂર્ખ હમેશાં કોણ છે?
જે વિદ્યાથી અજ્ઞાન હોય તે.

જ્ઞાનવાળો ભટકનારો–ફાંફાં મારનારો કોણ?
કસ્તુરીઆ મૃગ સમાન ભટકનારો સત્સંગ વગરનો જ્ઞાની પુરૂષ.

---

## ૪૩. કુંજ.

### ૯. છપ્પય ( અમર કાવ્ય. )

જ્ઞાનિ સંગ નહિ કહા? મૂર્ખ પાપી ખળ જુક્તિ,
જ્ઞાનેચ્છક કયા ચહે? સંગ નિર્મળતા ભક્તિ;
નીચ હોન કહા મૂલ? જાચના સૃષ્ટિ સર્વદ,
બડો હોનકો મૂળ, જાચના પરમઇશ પદ;

પુનરપિ જાહૂકો જનમ નહિ,
સત્ય વોહિ જનમ્યો સહી,
ત્યોં સત્ય મર્યો સો વહ પુરૂષ,
જિન પુનરપિ મૃત્યુ નહી.–૨૩૦.

**અર્થ**–જ્ઞાનીના સંગમાં શું ન હોય?
મૂર્ખ અને પાપીઓની લુચ્ચાઇની યુકતિ.

જ્ઞાનની ઇચ્છાવાળો શું ચ્હાય?
સત્સંગ અને મમતારહિત ભકિત.

નીચ શાથી થવાય?
આખી દુનિઆમાં ભીખ માગવી તે.

મોટા શાથી થવાય?
પરમેશ્વરનું પદ જાચવું તે.

ખરેખર જનમ્યો તે કોણ?
જેને ફરી ફરીને જન્મવું નથી તે. (મોક્ષે જનાર).

ખરેખર કોણ મરણ પામ્યો?
જેને પાછું મરવું નથી તે. (મોક્ષે જનાર).

---

### ૧૦. છપ્પય (અમર કાવ્ય).

મૂકહિ કૌન કહાય? ઘટિત જો બાત ન બોલે,
બહેરો કૌન પુરૂષ? ગુરૂ વાણી નહિ તોલે;
કહાકો નહિ વિશ્વાસ? નારકી જાત જુ હોઇ,
બડા તત્વ હૈ કહા? જ્ઞાન પરમેશ હૈ સોહિ;

ત્યોં ઉત્તમ સોહિ સદાચરન,
હરિ ભજનમેં શોક નહી,
પુનિ કામ ક્રોધ તૃષ્ણા અસત,
લોભ પંચ શત્રુ સહી.–૨૩૧.

**અર્થ**–મુંગો કોને કહેવો?
જે વ્યાજબી વાત કહે નહીં તે.

કયો પુરૂષ બહેરો સમજવો?
ગુરૂનું વચન નહી ધારે તે.

કોનો વિશ્વાસ ન કરવો?
સ્ત્રી જાતિનો (સામાન્ય પ્રકારે).

મોટું તત્વ કયું?
ઇશ્વર સંબંધી જ્ઞાન મેળવવું તે.

ઉત્તમ કઇ વસ્તુ?
સદાચરણ.

કઇ વસ્તુમાં શોક નહી થાય?
હરિ–પ્રભુના ભજનમાં.

પાંચ શત્રુ કયા?
કામ, ક્રોધ, તૃષ્ણા, જૂઠું અને લોભ.

---

### ૧૧. છપ્પય (અમર કાવ્ય).

બ્રહ્મ ખાડ હૈ કહા? વિષય લૌકિક સબ માનો,
દુઃખ મૂલ સો કહા? વિશ્વકી મમતા જાનો;
મુખ શોભા હૈ કહા? જાપ પરમેશ્વર વાણી,
સત્ય બડા હૈ કહા? સુહિત સબહી ભૂતાનિ;

સ્ત્રી વિષય ત્યાગમેં સુખ હૈ,
દેન યોગ્ય જુ અભય દાન,
પુનિ મોક્ષ નહી બિન મન મરન,
લોભ મુલ હૈ નર્ક જાન.–૨૩૨.

**અર્થ**–બ્રહ્મ ખાડ જેવો ઉંડો ખાડો કયો?
દુનિઆના નાના પ્રકારના વિષયો.

દુઃખનું મૂળ તે શું?
દુનિઆના પદાર્થો ઉપર મારાપણાનો ભાવ.

મોઢાંની શોભા શું?
પ્રભુનું ભજન કરવું તે.

મોટું સત્ય કયું?
સકળ જીવોનું ભલું ઇચ્છવું તે.

શું તજવામાં સુખ સમાયલું છે?
સ્ત્રી સંબંધી વિષયો.

આપવા લાયક ખરૂં દાન કયું?
અભય દાન (કોઇને મન, વચન, કાયાથી ન મારવું યા દુઃખ ન લગાડવું તે).

કઇ વસ્તુ મર્યા વગર મોક્ષ પ્રાપ્ત નહી થાય?
મનના મર્યા વગર.

નર્કનું મૂળ શું?
લોભ.

---

### ૧૨. છપ્પય (અમર કાવ્ય).

ત્રાસ નાસ હૈ કબે? યુકિત સિદ્ધાંત જુ હોઇ,
પરમ શલ્ય સો કહા? મૂર્ખતા અપની સોહી;
સાર્થક સેવા કૌન? વૃદ્ધ ગુરૂવરકા સેવન,
કૌન સંતકો ચોર? અયશ ફેલે દનહિ દન;

મન વચન અરૂ કાયા સહિત,
ઇશ સમર મરણાંત લગ,
હૈ અંત મતિસિ સો ગતિ સદા,
ઔર મંત્ર નહિ યાહિ જગ.–૨૩૩.

**અર્થ**–ત્રાસનો નાશ કયારે થાય?
સિદ્ધાંત મુકિત પ્રાપ્ત થાય ત્યારે.

મોટું શલ્ય (પથ્થર) તે શું?
પોતાનીજ મૂર્ખતા હોય તે.

કોની સેવા સાર્થક કહેવાય?
વૃદ્ધ ગુરૂવરની સેવા.

સંત પુરૂષનો ચોર કોણ?
દહાડહાડે અપકીર્ત્તી ફેલાય તે.

મર્ણાંત સુધી શું કરવું?
મન, વચન અને કાયાથી ઇશ્વરનું સ્મરણ કરવું, કારણકે અંતે મતિ હોય તે વીજ સદા ગતિ થાય છે; એ શિવાય આ સૃષ્ટિમાં બીજો કોઇ મંત્ર યા ભેદ નથી.

---

૧૩. છપ્પય. (અમર કાવ્ય).

સભા દીપ હૈ કૌન? બ્રહ્મ વિદ્યા જો જાને,
શાંત સુખ કૌન દેત? સુવિદ્યા પઠન પઢાને;
વૃદ્ધિ દાન હૈ કહા? બ્રહ્મ વિદ્યાકા દેના,
સંતનકો ડર કહા? મોહ નિંદાકા ગ્હેના;
ત્યોં બન્ધુ સમજના તાહિકો,
સહાય હો વિપત્તિ સમય,
પુનિ માતપિતા વે જગ વિષે,
જો જન પરિપાલન કરય.—૨૩૪.

અર્થ—સભામાં દીપક સમાન કોણ કહેવાય?
જે બ્રહ્મવિદ્યા જાણે તે.

શાંત સુખ શું આપે છે?
સુવિદ્યા ભણવી અને ભણાવવી તે.

કેવા પ્રકારનું દાન દેવાથી પણ તેમાં વધારો થાય?
આત્મ વિદ્યા ભણાવવી તે.

સંતોને પણ કોનો ડર હોય?
સંસાર વિષે મોહ અને નિંદા રૂપી ધરેણું.

ભાઇ કોને કહેવો?
જે આફત વખતે મદદ કરે તે.

જગતમાં માતપિતા કોણ?
જે માણસ આપણું પરિપાલન કરે તે.

---

૧૪. છપ્પય. (અમર કાવ્ય).

બુદ્ધિ બોધ કહા દૂર? રૂપ જો સચ્ચિત આનંદ,
કહા જાનત જગ જાન, આત્મ બ્રહ્માંડહિ માનદ;
દુર્લભ કહા ત્રિલોક? બ્રહ્મ વિચાર રૂ સત્સંગ,
સકળ ત્યાગ હો તબે, બોધ આતમ વ્યાપે અંગ;
સબમેં અજીત હૈ કામ જગ,
કાહુ ન જીત્યો જાય યહ,
મિથ્યાત વિષય માને સદા,
કામ જીત ધન પુરૂષ વહ.—૨૩૫.

અર્થ—બુદ્ધિના બોધમાં પણ ન આવે તે શું?
સચ્ચિદાનંદ પ્રભુનું સ્વરૂપ.

શું જાણવાથી આખું જગત ઓળખી શકાય?
આત્મ બ્રહ્માંડને સમજવું.

ત્રણ લોકમાં દુર્લભ કઇ વસ્તુ?
આત્મજ્ઞાન અને સત્સંગ.

સર્વ ક્યારે તજી શકાય?
શરીરમાં આત્મબોધ વ્યાપે ત્યારે.

દુનિઆની સર્વે વસ્તુઓમાં નહી જીતાય એવું શું?
કામ કોઇથી જીતાતો નથી, પણ જે વિષયોને ખોટા માને તેજ પુરૂષ કામને જીતી શકે છે.

---

૧૫. છપ્પય (અમર કાવ્ય).

પશુમેં પશુ હૈ કૌન? ધર્મકો મર્મ ન જાહિ,
અમૃત રૂપ વિષ કહા? નારી સમજો જગ માંહી;
મિત્ર રૂપ અરિ કૌન? તન પરિવારહુ જાનો,
બડા દાન સો કહા? પાત્ર પરમારથ માનો;
ધન જોબન અરૂ આયુષ્ય હૈ,
વિદ્યુત સદ્રશ ચલીત સબ,
પ્રાણાંત લગે ન કર અકરમ,
કર પ્રભુ પૂજન પ્રીત અબ.—૨૩૬.

અર્થ—સૌથી મોટું પશુ કયું?
જે ધર્મનો મર્મ નહી જાણે તે.

દેખીતું અમૃત પણ ઝેર સમાન હોય તે શું
જગતમાં નારી એવી સમજવી.

મિત્ર જણાય પણ શત્રુ રૂપ હોય તે કોણ?
પોતાના પરિવારને સમજો.

મોટું દાન કયું?
સુપાત્ર જોઇને પરમાર્થ કરવો તે.

વિજળી જેવું ચલાયમાન શું?
ધન, જુવાની અને આયુષ્ય.

પ્રાણ જાય તોપણ શું ન કરવું? અને શું કરવું?
અકર્મ નહી કરવું, અને પ્રભુનું પૂજન પૂર્ણ ભાવે કરવું.

### ૧૬. છપ્પય ( અમર કાવ્ય ).

કર્મ નામ સો કહા ? પ્રીત પરમેશસુ ધારી,
આસ્થા મત કર કહાં ? વિષય ઉદધિ સંસારી;
રાત દિવસ કહા સોચ ? જગત મિથ્યા સત ઇશ્વર,
કાળ ચક્ર નિત ફિર, વદત વિજ્ઞાની મુનીશ્વર;

ગાતે હૈં ભવ નિધિમેં વૃથા,
માયા દ્રઢ પાષાણ કથ,
હરિ ચરણ નાવ ગ્રહ અમર કહે,
તો પ્હોંચે તું મોક્ષ પથ.–૨૩૭.

અર્થ–કર્મ નામ તે શું ?
પ્રભુ પ્રત્યે પ્રીતિ ધારણ કરવી તે.

શામાં આસ્થા નહી કરવી ?
સંસાર રૂપી સમુદ્રના વિષયોમાં.

રાત દહાડો શું વિચારવું ?
જગત મિથ્યા છે, અને ઇશ્વર સત્ય છે.

માથાપર હમેશાં શું ફરે છે ?
કાળચક્ર, એમ વિશેષ જ્ઞાનવાન મુની શ્વરો કહે છે.

અમરચંદ કહે છે કે, ભવરૂપી સમુદ્રમાં ફોગટ શોધ કરી રહ્યો છે, કારણકે એમ કહ્યું છે કે, માયારૂપી દ્રઢ પથર છે, તે ડુબાડે છે; પણ પ્રભુના ચરણરૂપી હોડીનું શરણ લેશે તોજ તું મોક્ષના રસ્તાને પહોંચી શકશે.

---

### સમશ્યા.

વદન શ્યામ ગોરૂં વપુ,
અમી ઝરંતી આપ;
તેના આત્મજથી મટે,
વિજોગીના સંતાપ.–૨૩૮.

અર્થ–જેનું શરીર ગોરૂં છે અને મોઢું કાળું છે; વળી મોઢામાંથી અમી ( અમૃત ) ઝરે છે, તેના પુત્રથી વિજોગીનું દુઃખ મટે તે શું ?

જવાબ–કલમ.

કલમના મ્હોંમાંથી અમી–શાહી ઝરે છે, અને તેના પુત્ર એટલે અક્ષરો–કાગળપર લખાઇને પરદેશ જવાથી વિજોગીનું દુઃખ મટે છે.

---

### સમશ્યા.

પવન ભખણ અરિ પર ચઢે,
તેની સ્ત્રીનો તાત;
તે પર પથરા વાપર્યા,
એ આપે સુખ શાંત.–૨૩૯.

અર્થ–પવનનું ભક્ષણ કરનાર જે સાપ, તેનો અરિ–દુશ્મન ગરૂડ, તે ગરૂડ ઉપર ચઢનારા તે વિષ્ણુ કૃષ્ણ; તેની સ્ત્રી તે લક્ષ્મી. તે લક્ષ્મીનો પિતા તે સમુદ્ર. તે સમુદ્ર ઉપર પથરા નાખીને શ્રી રામચંદ્રે પાજ બાંધી હતી તે રામચંદ્ર તમને સુખ આપે.

---

## ૪૪. કુંજ.

---

ભૂખણ કવિએ શિવાજીના વખાણમાં બાવન કાવ્યો સંભળાવ્યા હતા તેમાંનું આ એક છે:—

### સવૈયા.

કેતેઉ દેશ જીતે દલકે બલ,
દચ્છિન દેશકો ચાપિકે નાખ્યો;
માન ગુમાન હર્યો ગુજરાતકો,
સુરતકો રસ ચૂસકે ચાખ્યો;
પંજન પેલી મલેચ્છ મલે સબ,
સોઇ બચ્યો જીન દિન વ્હે ભાખ્યો;
સૌરંગ હે શિવરાજ બલિ જીન,
નોરંગમેં રંગ એક ન રાખ્યો.–૨૪૦.

અર્થ–શિવાજીએ ઘણા મુલકો પોતાના લશ્કરના બળથી જીત્યા, વળી દક્ષિણના મુલકને ચાંપી નાંખ્યો;

ગુજરાતનું માન અને અહંકાર બંને હરી લીધાં, અને સુરત ( ત્રણવાર લૂંટી ) શહેરનો રસ ચૂસીને ચાખ્યો–સુરત બહુ રગદોળ્યું.

ઠેઠ પંજાબ સુધી મ્લેચ્છોની સામો થયો, અને જે પોતાના મોંઢામાંથી “ગરીબ છું” કરીને બોલ્યો તેજ માત્ર બચ્યો હતો.

હે શિવરાજ! તને સૌરંગ–ધન્ય છે, (તારામાં સો રંગ છે.) કે જે બળવાન વીરે નોરંગ–નવરંગમાં એકપણ રંગ રાખ્યો નહી.

અર્થાત ઔરંગઝેબને ત્રાહી ત્રાહી પોકરાવી દીધી હતી.

( ઔરંગઝેબનું નામ કાવ્યોમાં કવિઓ નૌરંગજેબ કરીને લખે છે.)

---

નીચેના કાવ્યોનો હેતુ આગળ આવશે.

શૃંગારરસ ( અમર કાવ્ય. )

(સન ૧૮૮૦ નો પ્રયાસ.)

નાયકા વર્ણન—નવરત્ન કાવ્ય.

**૧. કવિત્ત.**

નાયકા અભૂત રૂપ, ઉપમા અનુપ ઉપ,
તેજ રૂપ કર્મ ભૂપ, નમુનો બનાયો હૈ;
મુકતાફળ ગાત દેખ, સાગરમેં બાસ પેખ,
બિંધો દેહ છિદ્ર એક, મોતી લાજ ભયો હૈ;
વેણી દેખ નાગ શેષ, લજ્જીત ભયો વિશેષ,
જમીનકો ભાર શિષ, તલે બાસ લિયો હૈ;
શ્રીફલને દેખ સિર, પેટમેં ભરત નીર,
બાંધી તપ જટા બીર, ઓંધો ઝુલ રહ્યો હૈ.
—૨૪૧.

**અર્થ**—માથાથી પગ સુધી ઉપમા આપતાં, નાયકા—સ્ત્રીનું એવું અદ્દભુત સ્વરૂપ છે કે, તેને ઉપમા આપવા લાયક કોઇ વસ્તુ નથી. જાણે કર્મરૂપી રાજાએ પોતાના તેજથી એક નમુનો બનાવ્યો હોય તેવું તે નાયકાનું સ્વરૂપ છે.

( મોતી જેવું ગાત્ર) મોતીએ તે સ્ત્રીનું સુંદર શરીર જોઇને જાણે સમુદ્રમાં વાસ કર્યો નહી હોય! અને કોઇ બહાર આવ્યું તો તે લજ્જાથી નાક વિંધાવી છિદ્ર પડાવી ભટકતું રહે છે. ( મોતીઓ વિંધેલાં હોય છે. )

( નાગ જેવો ચોટલો ) માથાનો ચોટલો જોઇને શેષનાગ વિશેષ લાજી ગયો, તેથી જમીનનો માથાપર બોજો ઉઠાવીને પાતાળમાં વાસ કરવા લાગ્યો.

( શ્રી ફળ જેવું માથું ) શ્રીફળ—નાળીએરે તે નાયકાનું માથું જોઇ પોતાના પેટમાં પાણી ભરી દીધું ( નાસતાં થાકી જવાથી પાણી બહુ પીધું ) વળી તે સ્ત્રીના માથા જેવું પોતે થવાને તપ કરીને શ્રીફળે જટા વધારી, ( નારીયળની ઉપરની ચોટલી—રેશા તે જટા. ) એટલુંજ નહી પણ ઝાડ ઉપર ઉંધુ લટકીને તપશ્ચર્યા કરવા માંડી છે.

---

**૨. કવિત્ત. ( અમર કાવ્ય. )**

ભમર ભંવર દેખ, કર્મ અલિ છોર ટેક,
ધુનધુન નાદ એક, બનબન ધાયો હૈ;
ચંપે દેખો રંગ કાન, છીપ ગયો પાનપાન,
જાતિ ભ્રષ્ટ ભઇ હાન, અલિ તજ દિયો હૈ;
જલ વાસ કીઓ મીન, હીરન લજ્જીત નૈન,
ભટકત નૈન લેન, બન બન રહ્યો હૈ;
ભાલ કાન્ત દેખ ચંદ, હાર લિયો ક્ષીણુ બંધ,
લાંછન ગ્રહણુ અંધ, ઘન છીપ ગયો હૈ.
—૨૪૨.

**અર્થ**—( ભમરા જેવી કાળી ભમર ) તે સ્ત્રીના ભંવર જોઇને ભમરો પોતાનું કાર્ય અને ટેક છોડીને ધુંન ધુંન અવાજ કરતો જંગલે જંગલ ફરે છે.

( ચંપા જેવા કાન હોય છે) તેના કાનનો રંગ—આકાર જોઇને ચંપો પાંદડે પાંદડે છુપાઇ ગયો ( ચંપાનું ફુલ દરેક પાંદડે લાગે છે. ) વળી મારાં કરતાં શું તે સ્ત્રીના કાન અધીક શોભનિક છે? એવું અભીમાન આવવાથી તે જાતિભ્રષ્ટ થયો, એટલે પોતાની જાત એટલે બધાં ફુલ પાસે ભમરો આવે છે, ત્યારે તે અલિ—ભમરો ચંપાના ફુલપર જઇ કદી બેસતો નથી. ( જુઓ કાવ્ય ૧૨૯ મું. )

( કવિઓ માછલી અથવા હરણુ જેવી આંખો વખાણે છે ) તે સ્ત્રીની આંખો જોઇને માછલી પાણીમાં રહેવા લાગી; હરણુ પણુ તે સ્ત્રીનાં કટાક્ષથી લાજ પામીને તેના જેવીજ આંખ મેળવવાને વનેવન દોડતું ફરે છે.

( ચંદ્ર જેવું ભાલ ) તે સ્ત્રીના કપાળની ખુબસુરતી જોઇને ચંદ્રમા હારી ગયો, અને તેથી ક્ષીણુતારૂપી બેડીમાં પડયો એટલે ચંદ્રની કળા દિન દિન પૂર્ણીમા પછી ઘટતી જઇ અદ્રશ્ય થઇ જાય છે. તે ઉપરાંત પણુ ચંદ્રમાએ શરમાઇને લાંછન લીધું ( ચંદ્રલંછન ) અને વળી ગ્રહણુ સમયે તો તદનજ શ્યામ પડી ગયો, તેમજ ઘણીવાર વાદળામાં સંતાઇ જાય છે.

---

**૩. કવિત્ત. ( અમર કાવ્ય. )**

કમળને દેખ મુખ, ભગે આઠ દીસ દુઃખ,
માન લિયો પંક સુખ, બાસ જલ કિયો હૈ;
નાસિકાસે તિલ ફુલ, કમ આયુ લેટે ધુલ,

શુક લજા કેદ કુલ, બાસ બૃક્ષ કિયો હૈ;
નારંગી નિહારી ગાલ, ગોલ ગોલ લાલ લાલ,
કટંક બંધન કાલ, ઠંડ ધુપ સહો હૈ;
અધર પ્રવાલ પેખ, જલ બાસ છિદ્ર દેખ,
ગુલાબ કંટક લેખ, બાડ બિંબ ગયો હૈ.
—૨૪૩.

અર્થ—( કમળ જેવું મુખ ) કમળનું ફુલ તે સ્ત્રીનું મુખ જોઇ આઠ દીશામાં જાગે દોડતું હોયની તેમ ફાટીને આઠ ભાગ થઇ ગયા ( કમળને વિશેષ કરી આઠ પાંખડી હોય છે ), વળી પોતાને એટલી બધી શરમ આવી કે, પંક—કાદવમાંજ સુખ માની પાણીમાં વાસ કીધો.

( નાકના ફુલ અથવા પોપટ જેવું નાક ) તે સ્ત્રીનું નાક એટલું ખુબસુરત જોયું કે, તલનું ફુલ પણ કમ આયુષ્યવાન થયું, અને ધુળમાંજ એ ફુલ રખડવા લાગ્યું ( ફુલ ખરીને જમીનપર પડે છે ); અને પોપટ પણ લજાથી પાંજરામાં બિલકુલ કેદ પુરાયો અથવા ઝાડપર જઇ રહ્યો.

( નારંગી જેવા ગાલ ) નારંગીએ તે સ્ત્રીના ગોળગોળ અને લાલ લાલ ગાલ જોઇને શરીરે કાંટા ધારણ કર્યા અને કાળને બંધ ( ફળવામાં ) પડયું.

( પ્રવાળા, અથવા ગુલાબ અથવા બિંબ જેવા હોઠ ) પોતાનાં રંગ કરતાં વધારે લાલ રંગના તે સ્ત્રીના અધર—ઓઠ જોઇને પરવાળું પણ જાણે ફીકું પડયું હોય તેમ જળમાં વાસો કીધો, અથવા બહાર આવ્યું ત્યારે તેણે શરીરમાં છિદ્ર પડાવ્યું. ગુલાબ પણ પોતાનો રંગ ભૂલી કાંટામાં વીંટળાઇ ગયો, અને બિંબ પાકું ગીલોડું—ટીંડોરૂં પણ વાડ ઉપર જતું રહ્યું.

---

### ૪. કવિત્ત. ( અમર કાવ્ય. )

દ્રાડિમને દેખે દંત, પેટ ફાર લટકંત,
રસ બીચ છીપોઅંત, ભોગી ખગ કિયોહૈ;
કંઠકો અવાજ સુન, કોયલ પસ્તાઇ મન,
તરૂતરૂ ફિરે બન, શ્યામ રંગ લિયોહૈ;
ગર્દન દેખત હાર, કપોત લગો નિહાર,
શરમ અખુટ માર, નષ્ટ નામ લિયોહૈ;
અગર સુવાસ મુખ, નાગ લપટાયો રૂંખ,
છાલબંધ સહે દુઃખ, વનવાસ કિયોહૈ.
—૨૪૪.

અર્થ—( દાડમના બીજ જેવા દાંત ) તે સ્ત્રીના એકસરખા ઝીણા દાંત જોઇને દાડમ પેટ ફાડીને લટકવા લાગ્યું, રસની અંદર કળીઆ છુપાઇ ગયા. અને પક્ષી જેવા નીચને પોતાનો ભોગી કર્યો. ( પક્ષી દાડમ બહુ ખાય છે. )

( કોયલ જેવો કંઠ ) તે નાયકાના ગળાનો અવાજ એટલો મધુર છે કે કોયલ પણ મનમાં પસ્તાઇ ફીકર કરવા લાગી કે મને એવો કંઠ કેમ ન મળ્યો ? તેથી તે વનેવન ને ઝાડેઝાડ ફરવા લાગી અને લજ્જાથી કાળો વેષ ધારણ કર્યો.

( હોલા જેવી ગર્દન ) તે સ્ત્રીની ગર્દનનો આકાર કપોત—હોલા પક્ષી કરતાં વિશેષ ચઢી જવાથી હોલો જોવાજ લાગી ગયો; અને એટલી બધી શરમ લાગી કે, કપોત—એવું નષ્ટ—હલકું નામ ધારણ કર્યું.

( અગર ચંદન જેવી મુખની સુવાસ—શ્વાસ ) તે સ્ત્રીના મુખની ખુશબો પોતાથી અધીક જોઇને ચંદનવૃક્ષ પર નાગ લપટાયો, અને છાલના બંધમાં પડી ખુશબો ફેલાતી અટકી, વળી ટાઢ તડકા વિગેરેનું દુઃખ સહન કરી વનમાં વાસ કર્યો.

---

### ૫. કવિત્ત. ( અમર કાવ્ય. )

છાતી જૈસે પુષ્પ ગુચ્છ, શુક ગયો દેખ કુચ,
ચકવા ચક્કવા ઉંચ, બન ચલ ગયો હૈ;
કુચ કલસ નિહાર, દુર જઇ બેઠો હાર,
બિલી ફલ હાર હાર, શિવ સેવા કિયો હૈ;
નીંબુને ખટાઇ લીની, ગેંદલ પટે અવની,
શિવલિંગ કુચ પુનિ, લંગોટ જો લિયો હૈ;
કુચકો નીહાર ગિરી, તપમેં એકાંત પરી,
શીત ચોટ સહે ડરી, વૃક્ષ બોજ સહ્યો હૈ.
—૨૪૫.

અર્થ—(સ્તન—કુચને ઉપમા આપવા લાયક—પુષ્પના દડા, ચકવોચકવી, કળશ, બિલાંનાં ફળ, લીંબુ, દડો, શિવલિંગ, પહાડ) તે સ્ત્રીનાં કુચ જોઇ એ બધાં એવાં શરમાયાં કે ફુલનો દડો સુકાઇ ગયો (ફુલ જલદી સુકાય છે.) ચકવા ચકવી વનમાં ગયાં, કળશ દુર જઇ મંદિરની શીખરે બેઠા, બિલફળ મહાદેવની સેવા પોતાનાં પાંદડાં વડે કરવા લાગ્યું, લીંબુએ ખટાઇ લીધી, દડો ભોંયપર લોટવા લાગ્યો, શિવલિંગે લંગોટ ધારણ કર્યો, પહાડ

ના આકાર જેવા ઉપરથી નોકદાર અને નીચે થી પહોળાં (પહાડ જેટલાં મોટાં સ્તન નહીં) સ્તનનો અધીક ઘાટ જોઇ પહાડ તાપમાં એકાંતે તપવા લાગ્યો; વળી ટાઢ સહેવા લાગ્યો અને પથર કાઢનારા પહાડ ઉપર ચોટ મારે તે સહન કરવા લાગ્યો, એટલુંજ નહીં પણ ઝાડોનો બોજ ઉઠાવવા લાગ્યો.

## ૮૫. કુંજ.

### નાયકા વર્ણન. (ચાલુ.)

### ૬. કવિત્ત. (અમર કાવ્ય).

પીઠ દેખ કેલ પાંત, છીપ રહે કુલમાંત?
ખીલ ગયે ફાટ ગાત, નીચ સંગ રહ્યો હે;
કર દેખ કરી સુંઢ, શરમસે–ઝુકી મુંડ,
ગનેશકી બાવી દુંડ, વક્ર રૂપ લિયો હે;
પતરી ઉંગરી પાય, મુંગફલી મિટ્ટી માંય,
છીપ ગઇ લાજ આય, મુખ ન દિખાયો હે;
કુમુદ નિહાર પેટ, ભગ ગયો બીચ બેટ,
મુખ દિનમેં છપેટ, રૈનમેં દિખાયો હે.
—૨૪૬.

અર્થ–(કેળપત્ર જેવી પીઠ) તે નાયકા–સ્ત્રીની પીઠ જોઇને કેળનું પાંદડું કેળના ગર્ભમાંજ છુપાયલું રહે છે, અને જે ખીલીને બહાર આવે છે તે પોતાના પત્રથી અધીક સ્વરૂપવાન પીઠ જોઇને પોતાનું ગાત્ર–પાંદડા ફાડી નાંખે છે, અને વળી કેળ તે કારણથી નીચનો સંગ (હલકી જાતનું ખાતર) કરે છે.

(હાથીની સુંઢ અથવા ગણપતીની સુંઢ જેવા હાથ) તે સ્ત્રીના અતી રમણીય હાથ જોઇને કરી–હાથીની સુંઢ પણ શરમથી ગોળ વળી ગઇ છે, અને ગણપતી પણ પોતાની સુંઢ કરતાં અધીક હાથની રચના જોઇને જાણે ઠંડા થયા હોય તેમ તેઓની દુંડ વધી ગઇ, અને વક્ર–વાકુંરૂપ ધારણ કર્યું.

(મુંગફળી જેવી આંગળીઓ) તે સ્ત્રીની પાતળી આંગળીઓને જોઇને મુંગફળી (ભોંયસિંગ) પણ લાજ આવવાથી મોઢું નહી બતાવી શકતી હોય તેમ માટીમાં સંતાઇ ગઇ.

(પોયણીના પત્ર જેવું પેટ) તે સ્ત્રીનું પેટ જોઇને શરમ આવવાથી કુમુદનિએ પણ નાસીને પાણીની વચે બેટમાં વાસ કર્યો; તેના દુઃખે દહાડે પોતાનું મોઢું સંતાડી રાતના બતાવવા માંડ્યું, (કુમુદનિનું ફુલ રાતના ખીલે છે, અને દહાડે કરમાય છે, ત્યારે એથી ઉલટું કમળનું પુષ્પ દહાડે ખીલે છે અને રાતના કરમાય છે; તેથી કમળનો મિત્ર સૂર્ય અને કુમુદનિનો ચંદ્ર કરી કવિઓ વર્ણવે છે.)

### ૭. કવિત્ત. (અમર કાવ્ય.)

નાભી દેખ સરવર, બહુતહી લજાય મર,
સાથ તીર તરવર, નીર સુક ગયો હે;
લંક દેખ સિંઘ હર, કમર અધીકતર,
તન દાઘ વનચર, ક્રોધ બોંત કિયો હે;
પુષ્ટ જંઘ દેખ રંભ, જંઘ શ્રેષ્ટ કેળ થંભ,
રોયરો ઝરપ અંબ, એક બેર ફલો હે;
દેખકે નિતંબ દોવ, કુષ્માંડ સહે ઘાવ,
સિર હસતી લજાવ, ધુળ પીઠ ડાલો હે.
—૨૪૭.

અર્થ–(સરોવર જેવી નાભી) તે સ્ત્રીની નાભીની સુંદરતા જોઇને તળાવ પણ બહુ લજાયમાન થઇ ગયું, અને તેથી તેનું પાણી તીર–કીનારે ઉગેલાં ઝાડો સુધાં સુકાઇ ગયું.

(સિંહ અથવા વાઘ જેવી પાતળી કમર) તે સ્ત્રીની અતી લચકાતી પાતળી કમર જોઇને સિંહ અને વાઘ પોતાનાથી અધીક પાતળી કમર કયાંથી આવી એવું જોઇ, શરીરે ડાઘરૂપી લંછન લીધું, વનચર થઇ ગયા અને ગુસ્સો કરીને બરાડા પાડવા લગ્યા.

(કેળ જેવી જાંગ) તે સ્ત્રીની પુષ્ટ જાંગ જોઇને કેળનો સ્થંભ, પણ રડવા લાગ્યો (કેળના મૂળમાંથી પાણી બહુ ઝરપે છે.) અને માત્ર એકજ વાર સંતતિની ઉપ્તતી થવા લાગી, કારણકે કેળને આખી જીંદગીમાં એકજ વાર ફળ આવે છે.

કહ્યું છે કે:—

શાહ બચન, સિંહ વસન,
કેળ ફળે એકવાર;
ત્રીકમ ત્રીયા ને હમીર હઠ,
ચઢે ન દુજી વાર.—૨૪૮.

**અર્થ**—ધાન પુરૂષનું વચન, સિંહને પ્રજા ઉત્પત્તિ, કેળનું ફળવું, કુમારીકાને પરણતી વખતે તેલનું ચઢવું, અને હમીર હઠ (હમીર ઉદેપુરનો રાણો થઇ ગયો છે) એટલાં વાનાં માત્ર એકજવાર થાય છે.

(કોળાં અથવા હાથીનાં મસ્તક જેવાં નિતંબ) તે સ્ત્રીના બંને નિતંબનો ઘાટ અને મોટાપણું જોઇને કોળું પોતાને માથે ઘાવ સહન કરતું હોય તેમ તેને કાપા પડયા, અને હાથીના માથાંએ પણ લાજીને પીઠ ઉપર સુંઢે વતી ધુળ નાંખવા માંડી.

---

## ૮. કવિત્ત. (અમર કાવ્ય.)

અંગ અંગ દેખ પાન, નાગર લજાયમાન,<br>
પરવશ ભૂલ ભાન, વૃક્ષ બંઝા ભયો હે;<br>
દેખ રંભા હિલચાલ, લજીત ભયો મરાલ,<br>
રહે સર માન પાલ, ચાલ ભૂલ ગયો હે;<br>
રંગ લાલ પાની પાવ, લજીત મેંદી ગુલાવ,<br>
એક તો લાલી છીપાવ, દુજે સુલ લિયો હે;<br>
ચાલાકી ખંજન દેખ, મ્હું દિખાવે બેર એક,<br>
ભાગો ભાગો ફિરે છેક, તન દાઘ લિયો હે.<br>
—૨૪૯.

(પાન જેવું અંગ) નાગરવેલનું પાન પણ તે સ્ત્રીનું અંગ જોઇ લજીત થયું અને તેથી પરવશ પડયું. (પાનના વેલાને માંડવાનો આસરો લઇ ચઢવું પડે છે, અથવા પાન કાથા અને ચુનાને પરવશ પડયું છે) અને તે વેલી વાંઝણી રહેવા લાગી (નાગરવેલને ફળ આવતાં નથી).

(હંસના જેવી ચાલ) તે સ્ત્રીની ચાલ જોઇને હંસ પણ લજાયમાન થઇ માન સરોવરની પાળ ઉપર એકાંત વાસ કરીને રહેવા લાગ્યો અને પોતાની ચાલ પણ ભૂલી ગયો.

(મેંદી અથવા ગુલાબ જેવી પગની પાનીનો રંગ) તે સ્ત્રીની પગની પાનીની લાલી જોઇને મેંદી અને ગુલાબ પણ લજાયમાન થઇ ગયાં, અને તેથી મેંદીએ તો પોતાની લાલી છુપાવી દીધી.

કહ્યું છે કે:—

સજજન બાત સ્નેહકી, પરમુખ કહી ન જાય;<br>
મેંદી કેરે પાનમેં, લાલી રહી છીપાય.<br>
—૨૫૦.

અને ગુલાબે કાંટાની સૂળ ધારણ કીધી.

એક કવિ કહે છે કે:—

કયા કહું કિરતારકું જામેં એસી ભૂલ;<br>
કંટક ઝાડ ગુલાબકો, તાકો એસો ફુલ.<br>
—૨૫૧.

(ખંજન પક્ષી જેવી ચપળતા) તે સ્ત્રીની ચપલતા જોઇને ખંજન (દિવાળીનો ઘોલ્લો) વરસમાં માત્ર એકજ વાર (દિવાળીમાંજ) નજરે આવે છે, અને એક જગે ઉભો રહેતો નથી, ડપક ડપક કરી કૂદાકૂદ કરે છે, અને તે ઉપરાંત શરીરે ડાઘ લીધા છે.

---

## ૯. કવિત્ત. (અમર કાવ્ય.)

કોમલતા સસો દેખ, ખોહ દર છીપે પેખ,<br>
રૂંવ કફ લાજ લેખ, ફલી બાસ કિયો હૈં;<br>
ચપલતા દેખી બીજ, ક્ષણુ રખે ગાત નીજ,<br>
લપઝપ લાજ લીજ, રૂપકો છીપાયો હે;<br>
અપસરા દેખ્યો રૂપ, આઇ લાજ ચાહી છુપ,<br>
પંખ બાંધ ગઇ ઉપ, બાસ ઈંદ્રે દીઓ હૈ;<br>
નહી કોઉ ધરાપર, રૂપ રંભા સરાસર,<br>
સુપને દેખી અમર, કૃષ્ણચંદ્ર પાયો હે.<br>
—૨૫૨.

અથવા

સુપને દેખી અમર, પુન્યવંત પાયો હે.

**અર્થ**—(સસલા અથવા કફ જેવી કોમળતા) તે સ્ત્રીની શરીરની કોમળતા જોઇને સસલું પોતાની કોમળતા તુચ્છ ગણુવા લાગ્યું તેથી દર ખોદીને જમીનમાં સંતાઇ ગયું, અને કફનું રૂ (સેંમળ) લજીત થઇને સિંગમાં સંતાઇ રહેવા લાગ્યું.

(વિજળી જેવી ચપલતા) તે સ્ત્રીની ચપલતા જોઇને વિજળી એક ક્ષણુ માત્ર નજર આવે છે અને શરમાતી—ઘુંઘટ ખેંચતી લાજીને પોતાના સ્વરૂપને સંતાડી દે છે.

(અપ્સરા જેવું સ્વરૂપ) તેનું રૂપ પોતાથી પણ સુંદર જોવાથી અપ્સરા લજીત થઇ છુપાઇ ગઇ, અને પાંખોને લઇ ઉપર જતી રહી, જ્યાં ઈંદ્રે રહેવાનું ઠેકાણું આપ્યું.

એવી સ્વરૂપવંતી નાયકા તો પૃથ્વીપર જણાતી નથી, પણ અમરચંદ કહે છે કે મેં

સ્વપ્નામાં માત્ર જોઇ છે, અથવા અમર-દેવ તાઓએ પણ સ્વપ્નામાં જોઇ છે પણ તેવી સ્રી (રાધકા) શ્રી કૃષ્ણચંદ્રને મળી છે. અ થવા કદાચ કોઇ પુન્યવંતને મળી હશે.

---

**કવિવૃંદ કહે છે :—**
**પ્રસ્તાવિક અન્યોક્તિ**

**દોહા.**

હોય પહુંચ જાકી જીતી,
તે તો કરતુ પ્રકાસ;
રવિ જ્યોં કૈસેં કરી સકૈ,
દીપક તમકો નાસ.—૨૫૩.

**અર્થ**—જેની જેટલી શકિત હોય તેટલું કાર્ય કરી તે શકિતનો પ્રકાશ કરી શકે, કાર ણકે દીપક—દીવો સૂર્યની બરાબર અંધારાનો નાશ કેવી રીતે કરી શકે ?

---

**દોહા.**

જહાં ચતુર નાહિન,
તહાં મૂઢનિસોં બિવહાર:
બર પીપર બિન હોય હૈ,
જ્યોં એરંડકોં અધિકાર.
—૨૫૪.

**અર્થ**—જ્યાં કોઇ ચતુર માણસ ન હોય ત્યાંજ માત્ર મૂઢનું ફાવી શકે છે, જેમ જે જંગલમાં વડ અને પીપળા ન હોય ત્યાંજ એરંડો—દીવેલો પણ મોટો ગણાય છે, કહેવ ત છે કે “ઉજડ ગામમાં એરંડો પ્રધાન.”

---

**દોહા.**

હોત ન કારજ મો બિના,
યહ જુ કહે સુ અયાન;
જહાં ન કુક્કુટ શબ્દ તહાં,
હોત ન કહા બિહાન ?—૨૫૫.

**અર્થ**—અયાન—અજ્ઞાન—મૂર્ખ હોય તેજ એમ કહે કે મારા વગર કંઇ કામ થાય નહીં. શું જ્યાં મરઘો નહીં બોલે ત્યાં સવાર નહીં થતી હોય ?

સારાંશ કોઇના વગર કોઇનું અટકયું રહેતું નથી.

---

અકબર બાદશાહના રાજ્ય કવિ ગંગે દરેક રસ ઉપર મહાન કાવ્યો રચ્યાં છે. સ્રી કેવી હોવી જોઇએ તે વિષે તે કહે છે:—

---

**નાયકા ભેદ.**

**કવિત્ત.** (ગંગ)

દિનમેં દિવાકરસી, રૈનીમેં હિમાકરસી,
સુધાકી સમુહ દેશ, દેશ ગુન ગાઇ હૈ;
ગુનીયનકી ગાહક, સાહિક કબિતનમેં,
બિપ્રનકે પાલનેકો, વીધિને ઉપજાઇ હૈ;
શોભાસોં વિચીત્ર, વિચીત્ર ગતી મતીહુંસો,
પ્રેમ કરી આંખીનસોં, નેહ સરસાઇ હૈ;
કહે કબિ ગંગ નખ, શીખસોં ન જાત કહે,
રાજે પરી અંક પર, ઇશ પધરાઇ હૈ.
—૨૫૬.

**અર્થ**—દહાડે સૂર્ય સમાન પ્રકાશ કરનારી, રાત્રિએ હિમાકર—ચંદ્ર સમાન શીતળતા કરનારી, જાણે અમૃતનો સમુહ હોય એવી અને જેની કીર્ત્તિ આખા દેશમાં ગવાતી હોય.

ગુણી માણસની ગ્રાહક હોય એટલે ગુ ણીને આદર આપનારી, કવિતા બનાવવામાં (મારા જેવા) પોતાના સ્વામિને સહાયતા આપનારી, અને વિપ્રનું પાલન કરવાને જેને વિધાતાએ ઉપજાવી હોય.

જેની શોભા, ચાલ અને બુદ્ધિ વિચીત્ર હોય, જેની આંખો પ્રેમથી ભરપૂર હોય, અ ને સ્નેહમાં સરસાઈ ભોગવતી હોય.

કવિ ગંગ કહે છે કે નખથી તે માથા સુધી સર્વ અંગ એવાં સંપૂર્ણ હોય કે જેનુ વર્ણન થઇ શકે નહીં, એવી સ્રી પરમેશ્વરે જાણે અંક—ખોળાપર પધરાવી હોયની ! અ થવા અંક—વિધાતાના લેખ એવા લખાયા હોયની !

અથવા ઇશ—શિવે પાર્વતિને પોતાના ખોળા પર જાણે પધરાવી ન હોય !

## ૪૬. કુંજ.

એક નાયક ( સાગર ) પોતાની નાયકા (પ્રવીણ) થી વિખુટો પડયો છે, અને જ્યારે જુદાઇ ખમાતી નથી ત્યારે તેનો પત્ર લખ્યો છે, તેના ઉત્તરમાં પાછો જવાબ મળે છે.

વ્રહવેદના.

**કવિત્ત-( પ્રબીન. )**

ચોદ વિદ્યા ચોસઠ, કલા ઔ ચતુરાઇ સબ,
કાવ્યકી કલાકે ભેદ, જીતને કહાત હે;
નવસેં નવાતું નદી, સાતોંહી સમુદ્રહુકે,
સોતો જ્ઞાન તેરે મન, મુઠીમેં જ્યોં આત હે;
સાતહુ પાતાલ લોક, સાતહુ ઉરધ લોક,
તાકો સબ જ્ઞાન, તેરે મનમેં સમાત હે;
ઐસે બડે મનમેં, ન માત છિલકાઇ જાત,
કેસી બડી એસી બ્રહ, બેદના અઘાત હે.-૨૫૭.

**અર્થ**-ચોદ પ્રકારની વિદ્યા, ચોસઠ કળા, બધી જાતની ચતુરાઇ, કાવ્યની કળાના ભેદ જેટલા કહેવાય છે, તે-

તથા ૯૯૯ નદી, સાત સમુદ્રનું જ્ઞાન, તારી મનરૂપી મુઠ્ઠીમાં આવી જાય છે.

સાત પાતાળ અને સાત સ્વર્ગ લોક એ બધાનું જ્ઞાન તારા મનમાં સમાઇ શકે છે.

આવું મોટું મન હોવા છતાં, એવી તે વ્રહવેદના (જુદાઇની પીડા) કેવી અઘાત અને મોટી છે કે તે મનમાં નહી સમાતાં ઉભરાઇ જાય છે?

**સવૈયા-( પ્રબીન. )**

આગે ભયો ચંદ્રહાસ મહિપતી,
કયોં બિષકી બિષયા વહ પાયો;
ક્ષીર સરોવરમેં ગજરાજ,
અરિહ કરી હરિ ધાય બચાયો;
આસુર એકહી રામ ઉચારત,
રામ બિચાર બિમાન ચઢાયો;
સાગર મિંત બિજોગ હમેં યહ,
કયોં ન બકાર સકાર બનાયો.-૨૫૮.

**અર્થ**-આગળ ચંદ્રહાસ નામનો એક રાજા થઇ ગયો. તેનું રાજ્ય જવાથી દુ:ખી થઇ એક રાજવર્ગી સખસને ત્યાં નોકર રહ્યો હતો. તે સખસની પુત્રી વિષયા તેના ગુણ જોઇ આશક પડી ગઇ. આ વાત વિષયાના પિતાએ જાણી ત્યારે તેને કાઢી મુકયો. અમુક દેશમાં એ સખસ અને ચંદ્રહાસનો પાછો મેળાપ થતાં તેનો ક્રોધાગ્નિ પાછો સળગ્યો, પણ ક્રોધને ઢાંકી અમુક કામ બાબત તે ચંદ્રહાસને પત્ર આપી પોતાને ગામ પોતાના પુત્ર પાસે મોકલ્યો. તે પત્રમાં લખ્યું હતું કે આ સખસને કાંઇ પણ વખત ગાળ્યા વગર એકદમ વિષ (ઝેર) આપજે. બગીચામાં સુતેલા ચંદ્રહાસ પાસેથી વિષા-વિષયાને તે કાગળ પ્રથમ મળ્યો. વિષાએ વિચાર કર્યો કે મારે માટે વરની શોધમાં પીતાશ્રી ગયા છે, તેઓએ આ વર શોધીને મોકલ્યો જણાય છે; એવા ચતુર પુરૂષને વિષ-ઝેર કેમ અપાવે? મનેજ કન્યાદાનમાં આપવા માટે લખ્યું હશે, માત્ર એક કાનો લખવો ભૂલી ગયેલા લાગે છે. વિષને બદલે વિષા જોઇએ, એમ વિચારી તે બાળાએ એક કાનો ઉમેરી દીધો. તેના ભાઇના હાથમાં તે પત્ર આવતાંજ મ્હુર્ત જોયા વગરજ પીતાની આજ્ઞાને માન આપી પોતાની બેન વિષાને તેની સાથે પરણાવી દીધી. બાપ ઘેર આવતાં નસીબ પર હાથ દઇ રોયો.

કવિ કહે છે કે એ ચંદ્રહાસને વિષ-ઝેર લેવા મોકલ્યો હતો તેને બદલે ઇશ્વર કૃપાથી વિષા નામની કન્યા પ્રાપ્ત થઇ.

ક્ષીર સમુદ્રમાં ગજરાજ ફસાયો હતો ત્યારે શ્રી કૃષ્ણે દોડીને બચાવી લીધો હતો.

આસુરે એકજ વાર રામનું નામ ઉચાર્યું તો શ્રીરામે તેને વીમાનપર ચઢાવી દીધો હતો.

હે મિત્ર! ( સાગરને લખે છે ) અમને જે બિજોગ (વિયોગ) છે, તેનાં સંબંધમાં તે સર્વ શકિતવાન ઇશ્વર કેમ તે બકાર નો સકાર કરતો નથી? અર્થાત કે બિજોગ (જુદાઇ) તે બકાર અને સંજોગ (મેલાપ) તે સકાર. (બકારનો સકાર) કેમ કરી શકતો નથી?

કુલાંગના અથવા રાધિકાના સંબંધમાં અકબર બાદશાહનો કવિ ગંગ કહે છે :-

## નાયકા ભેદ–કવિત્ત.

ચંદ્ર માસ સરસ, સુકુમારકો મુખાર્વિંદ,
બોલે હૈ બાની માનો, સુધારસ સાની હૈ;
દાડિમકે દાનિનસી, દાંતિનકી પાંતિ લસે,
બિંબા પુનિ અધર લખી, લાલી સકુચાની હૈ;
ઐસી હૈ નરમ પ્યારી, કોમળ કમળહુતે,
શીતલ સુગંધ ગંધ, અંગ દરસાની હૈ;
કંજસે નૈન કબિ, ગંગ કહે તેરીસોં,
રાજે પરિઅંકપર, રાધામહારાની હૈ.–૨૫૯.

અર્થ–સુકુમાર સ્ત્રીનું મુખાર્વીંદ શુકલ. પક્ષના ચંદ્ર સમાન સરસ હોય અર્થાત દહાડે દહાડે ચંદ્રની કળા વધે તેમ વધતું જતું હોય. વાણી એવી બોલે કે જાણે સુધારસ–અમૃતના રસની બરાબર હોય !

જેના દાંતની હાર દાડમના દાણાની માફક શોભે છે, અને બિંબ–પાકાં ગિલોડાંની લાલી પણ તે સ્ત્રીના હોઠ જોઈને શરમાતી હોયની એવી દેખાય છે. તે સ્ત્રી એવી નરમ છે કે જે કમલથી પણ કોમળ છે અને જેનું શરીર શીતળ, અને સુગંધમય છે.

કવિગંગ કહે છે કે કંજ–કમળ સરખી જેની આંખ છે, એવી (શ્રી કૃષ્ણના) અંકખોળાપર પડીને જે શોભી રહી છે, તે રાધા મહારાણી છે.

---

એક સખી બીજીને સમશ્યા પુછે છે. બીજી નવોઢા હોવાથી પ્રીતમની ઝંખના કર્યા કરે છે. સમશ્યાઓ દ્વીઅર્થી હોવાથી ભાવાર્થ જુદો હોય છે.

### સમશ્યા.

આશ્રીત જનને આપ ઉગારે,
પકડે તેને પાર ઉતારે;
ભલો ભીતર ઉપકારી ભાવ,
શું સખી સજ્જન? ના સખી–નાવ.–૨૬૦.

અર્થ–નવોઢા કહે છે:–પોતાને આશ્રયે રહેલા માણસને ઉગારે છે, અને પકડે તેને પાર ઉતારે છે, અંદરથી ભલો છે, અને તેના ભાવ ઉપકારના છે, પોતાને આશ્રયે રહેલી સ્ત્રી કે, જેનો તે હાથ પકડે છે તેને પાર ઉતારે છે વિગેરે, તેથી એ તો સ્વામિ.

સખી કહે છે–ના એ તો નાવ–હોડી.

---

### સમશ્યા.

આપ હીલે મોહે હીલાવે.
ઈસકો હીલનો મેરે મન ભાવે;
હલ હલીયન છતીયનપર રખો,
શું સખી સજ્જન ? ના સખી–પંખો.–૨૬૧.

અર્થ–નવોઢા કહે છે:–આનો અર્થ તો સ્વામિજ થાય, કારણકે તે પોતે હાલે છે, અને મને હલાવે છે, વળી તેનું હાલવું મને ગમે છે, હલાવી હેલવીને છાતીપર રાખ્યો.

સખિ કહે છે–એ તો પંખો થાય. જે હાલે અને પોતાના પવનથી બીજાને હલાવે અને ઉંઘતી વખત પંખો છાતાપર પડી રહે છે.

---

### સમશ્યા.

મારે મુખ થકી પીચકારી,
રેલ ઉડાવે રસની સારી;
જીવન જાણી ગણ્યો મેં પ્યારો,
શું સખી સજ્જન? ના સખી–કુવારો.–૨૬૨.

અર્થ–નવોઢા કહે છે:–એ તો, પ્રીતમજ, કારણકે મોંઢામાંથી પીચકારી (પાનની) મારે, વળી રસની રેલ ઉડાવે, જીવન જાણીને પ્યારો ગણ્યો.

સખી કહે છે:–ના એ તો પાણીની પીચકારી ઉડાવનારો કુવારો.

---

### સમશ્યા.

રસનો ભોગી રૂડો કહે,
શીર પર મારા ભમતો રહે;
દેખી એને હું થઇ દંગ,
શું સખી સજ્જન? ના સખી–ભ્રંગ.–૨૬૩.

અર્થ–નવોઢા કહે છે:–એતો સ્વામિ થાય કારણકે રસનો ભોગી, માથાપર ભમ્યા કરે તે, અને જેને જોઇ ખુશી થવાય તે તો પ્રીતમ.

સખી કહે છે:–ના એ તો ફુલોના રસનો ભોગી, માથાપર ગુંજાર કરનારો, જેને જોઇ દંગ થઇ જવાય એવો ભમરો.

---

### સમશ્યા.

મારા તન પર તૂટી પડે,
લથબથ કરીને પંથે નડે;
હું નાઠી મુકી મરજાદ,
શું સખી સજ્જન? ના સખી–વરસાદ.–૨૬૪.

**અર્થ**–નવોઢા કહે છે:–એ તો **પ્રીતમ** કારણકે મારા માથા પર તૂટીને પડે, અને રસ્તે જતાં પણ લથબથ કરે, તેથી મરજાદ મુકીને નાસવું પડે.

સખી કહે છે:–શરીરપર વસનારો, બહાર જતાં એકાએક પડનારો અને જેને પડતાં એકદમ મરજાદા મુકી નાસવું પડે છે, તે તો **વરસાદ** હોય.

---

### સમશ્યા.

અતિ સુંદર ચાહે જગ જેને,
લોભાણી હું જોઇ તેને;
કીધું તેણે મુજ મન હર્ણ,
શું સખી સજ્જન? ના સખી–સુવર્ણ.–૨૬૫.

**અર્થ**–નવોઢા કહે છે:–અતી સુંદર અને દુનીઆ જેને ચહાય છે, વળી તેને જોઇને હું લોભાઇ ગઇ અને જાણે તેણે મારૂં મન પણ હરી લીધું, એવો તે **પ્રીતમ.**

સખી કહે છે:–સુંદર, લોભાવનારૂં મન હરણ કરનારૂં તો **સુવર્ણ–સોનું.**

---

### વીરરસ.

મેવાડનો પ્રતાપ રાણો બાદશાહ સાઆ લઢવા જાય છે, ત્યારે રજપુતાણી પોતાના સ્વામી પ્રત્યે કહે છે :–

### કવિત્ત. ( અમર કાવ્ય. )

જાઓ ભરથાર સુખે, કાટો દુશ્મન અખે,
ખુન તરવાર ચખે, શત્રુનકી છાતીકો;
મારો હાથી દુશ્મનકા, બનાવો ચૂડા હાથકા,
પહેનું ગજદંતકા, ગીત ગાઉં ગાતીકો;
લજાવો મત મા દુખ, જીતો તો બતાવો મુખ,
કટાકટ કાટો રૂખ, વધાવું છાતી તાતીકો;
અમર હીમતે ભગો, કાયર હો ચૂડી પે'નો,
પાઘ શસ્ત્ર મુજે દો, કાટું ઘાતી બાતીકો.–૨૬૬.

**અર્થ**–રાણા પ્રતાપના સમયમાં લઢવા જનારા ક્ષત્રીને ક્ષત્રાણી કહે છે–હે, સ્વામી! યુદ્ધમાં સુખેથી જઇ અખે–અક્ષય–ક્ષય નહી થાય એવા મજબૂત દુશ્મનને કાપો, કે જેથી આપની તરવારને દુશ્મનની છાતીનું લોહી ચાખવાનું મળે.

વળી શત્રુના હાથીઓને મારીને તેના ગજદંત–હાથીદાંત લાવી તેના મારે માટે હાથના ચૂડા બનાવો, અને તે ચૂડા પહેરતી વખતે આપને ફતેહની વધાઇનો ગીત ગાઉં.

આપની માતાની કુખને વિષે પેદા થયા છો, તેને લજાવશો નહી. જો જીતી શકો તોજ આપનું મુખ અમને બતાવજો. જેમકે રૂખ–ઝાડને કટાકટ કાપવામાં આવે તેમ શત્રુને કાપી નાંખો, કે જેથી શ્રમથી અને લોહીથી તાતી–લાલ થએલી આપની છાતીને હું વધાવી લઉં.

( અમરચંદ કહે છે ) અમર–મરે નહીં એવી હીમતથી હે, સ્વામી! આપ દોડો; અને જો આપનામાં કાયરતા આવી હોય તો મારી ચૂડી આપ પહેરો, અને પાઘડી અને હથીઆર મને આપો કે જેથી તે ઘાતી–દુશ્મનને દોડતી દોડતી કાપી નાખું.

---

### વૈરાગ્ય. ( કવિત્ત. )

સદ્ ગુરૂ ગુન ગાનેકો, બ્રહ્મા મુખ ચાર કીનો,
રૂદ્રનેહી સ્તુતિ કાજ, પંચ મુખ કીએ હે;
ખડાનન આપ ખટ મસ્તકો ભાર વહે,
સહસ્ત્ર મુખ દેખો, શેષનાગનેહી લિયો હે,
લોક પાલનહાર, સત્વગુની બિશ્નુ જીને,
જગતમેં કોટી કોટી, રૂપ ધરી દીએ હે;
નૃસિંહ એક મુખ મિલ્યો, મુઢ મનુષ્યકો,
તો ભી સ્તુતિ છાંડ વિષય વિષ પીએહે.–૨૬૭.

**અર્થ**–સદગુરૂનું ગાયન–ભજન કરવાને બ્રહ્માએ ચાર મુખ માંગી લીધાં, અને મહાદેવે પાંચ મુખ માંગ્યા.

ષડાનન–કાર્તિક સ્વામિએ (શિવના પુત્ર) છ મસ્તક પ્રાપ્ત કર્યાં, અને શેષ નાગે હજાર મુખ લીધાં. સૃષ્ટિની પાલન શકિત–વિશ્નુએ કરોડો રૂપ ધારણ કર્યાં.

નૃસિંહ કહે છે કે–મૂર્ખ મનુષ્યને માત્ર એકજ મુખ મળ્યું છે, છતાં તે ઇશ્વરની સ્તુતિ છોડી તે મુખ વડે વિષયોનું ઝેર પીએ છે.

---

## સાખી.

માલી આવત દેખકે,
કલીયાં કરી પુકાર;
ફુલે ફુલે ચુની લીએ,
કાલ હમારી બાર.–૨૬૮.

અર્થ–માળી (જમ) ને આવતો જોઇને કલી (જુવાનીઆ) કહે છે કે ફુલેલાં ફુલ તો આજે તોડી લીધાં પણ કાલે હમારો વારો છે.

આજે જમ વૃદ્ધ અથવા જેનું આયુષ્ય આવ્યું છે તેનો જીવ લઇ જાય છે, અને કાલે આપણે મરવું છે.

## સાખી.

કાચી કાયા મન અથીર.
થીર થીર કામ કરંત;
જ્યૈં જ્યૈં નર નિધરક ફિરે,
ત્યૈં ત્યૈં કાલ હસંત–૨૬૯

અર્થ–કાયા કાચી છે, મન અસ્થિર છે. અને કામ ધીરજના કરો છો, જેમ જેમ માણસ નિધડક–બેપરવા થઇ ફરે છે, તેમ તેમ કાળ હસે છે.

## સાખી.

આસપાસ જોદ્ધા ખડે,
સબે બજાવે ગાલ;
મંત્રી મહેલતેં લે ચલા,
એસા બરબસ કાળ.–૨૭૦.

અર્થ–મોટા યોદ્ધાઓ આસપાસ ઉભા છે, પણ ગાલ વગાડી તોબા તોબા કહે છે, કારણકે મંત્રી–ખાટલી–ઠાઠડી મહેલમાંથી ઉપાડીને ચાલતા થયા, એવો સખ્ત કાળ છે.

---

## ૪૭. કુંજ.

---

શ્રી કૃષ્ણ વિદેશ પધાર્યા છે, અને વસંત રૂતુ બેસી ગઇ છે; શ્રીરાધિકા બેઠાં બેઠાં વિયોગથી ઝુરે છે, ત્યાં એક માળણે ચંપાનું ફુલ લાવી નજર કર્યું.

તે ચંપાનું ફુલ જોઇ રાધિકા કહે છે:–

---

## વિયોગ શૃંગાર.

### કવિત્ત. (અતી ચમત્કારી.)

પીલે પટ સારી, ઉર સિસતેં ઉતાર ડારી,
જબસેં બસંતકી, અનંદ રૂતુ આઇ હૈ;
પીરે અભૂખન ઉર, મોરેમેં પીર કરે,
બિના પિયુ પ્યારે, પિરાઇ તન છાઇ હૈ;
રૂતકી પીયરાઇ, સભા બીચ છાઇ,
સોહી પીયરાઇ, દુખદાયી દેન આઇ હૈ;
યે તો પીયરાઇ, હીયા મેરેમેં પીર કરે,
સોહિ સવત માલિન, પીરે ફુલ લાઇહૈ.–૨૭૧.

અર્થ–હે, માળણ! જ્યારથી વસંતની આનંદ રૂતુ આવી છે, ત્યારથી પીળાં કપડાં અને પીળી સાડી મેં છાતી અને માથાં પરથી ઉતારી નાંખ્યાં છે.

પીળાં–સોનાનાં ઘરેણાં મારી છાતીપર પીડા કરે છે, અને પ્યારા સ્વામી વગર આખા શરીરપર પીળાઇ–પીળાસ છાંઇ ગઇ છે, અથવા પીડા વ્યાપી રહી છે.

એ રૂતુની પીયરાઇ (સરસવના પીળાં ફુલોને ઉત્તર હિંદુસ્તાનમાં પિયરાઇ કહે છે, તે ખેતરોમાં બહુ આનંદ આપે છે, તેથી લોકો જોવા જાય છે.) જે બાગના સભા સ્થાન આગળ છવાઇ રહી છે, તે દુ:ખની આપનારી પીળાસ તું આપવાને આવી છે?

એટલી પીડાઓ તો મારા હૈયામાં પીડા કરે છે, તે છતાં હે, સવત–સોકરૂપી માલણ! તું પીળુંજ ફુલ (ચંપો) લઇને આવી છે?

---

## નાયકા ભેદ.

### કવિત્ત. ( ચમત્કારી. )

ધરે કર ગગરી, યમુન જલ ડગરી,
સબ નારિનમેં અગરી, કુંવરી એક જાટકી;
લોચન બિશાલા, બેન બોલત રસાલા,
સબ તિયન રસાલા, બાલા ઠઠ્ઠામેં જ્યૈં ઠાઠકી;
ભરી દુપહરિમેં, બંસી મોહન બજાઇ કહું,
સુનત શ્રવનહિ પકરી માનોં પાટકી;
સો યું ગિરી હૈ જાટકી, લગી હૈ માનો સાટકી,
રહી ન સુધીબાટકી, ન માટકીન ઘાટકી.–૨૭૨.

અર્થ—આ કાવ્યમાં બહુજ ઉત્તમ શબ્દાલંકાર છે. એક જાટ (એક જાતની કોમ—ભરતપૂરના રાજા જાટ છે.) ની પુત્રી હાથમાં ગાગર પકડીને જમુનાનું પાણી ભરવાના જવાને રસ્તે પોતાની સાહેલીઓમાં આગેવાન થઈને ચાલી જાય છે;

જેની આંખો વિશાલ—મોટી છે, જેની બોલી રસાલ—મધુર છે; અને સર્વે સ્ત્રીઓના રસાલા—ટોળામાં તે બાળા હાસ્ય સહિત ઠઠ્ઠા કરી રહી છે;

ભર બપોરની વખતે કોઈ બાજુએથી મોહન—શ્રીકૃષ્ણની વાંસળીનો અવાજ સાંભળતાંજ, તે સ્તબ્ધજ બની ગઈ;

એ જાટકી—જાટ કન્યા એવી પડ કે જાણે તેનાપર કોઈની સાટકી—ચાબુક—છડી લાગી હોયની! તે એટલે સુધી કે તેને રસ્તાનું ભાન રહ્યું નહી, વળી માટકી—ગાગરનું, તેમજ ઘાટ (પાણીનો ઓવારો) નું પણ ભાન રહ્યું નહીં.

---

સવૈયા.

રાનિકો યાર, મંઝાર મિઠાઈકો,
ઉરેકી ભેંસ, ચરે મનહુનાઃ
બનિયાં બામન, ગૌવન શ્યામ,
બજારકી ઘૂસન, ફુવડ સૂતાઃ
રાંડિકો પૂત, ઇલાહિકો ઘોડો,
ત્યૌં છેલોંકી કુટ્ટન, રાજકા દૂતાઃ
એહ કબૂ નહી, દૂબરે હોત,
રસોઈકો વિપ્ર, કસાઇકા કુત્તા.—૨૭૩.

અર્થ—રાણીનો યાર (આશક) હલવાઈ—કંદોઈનો બિલાડો, ગામના રખેવાલની ભેંસ, જે મન માને તેમ ચરે છે;

વાણિઆની સ્ત્રીઓ, શ્રી કૃષ્ણની (ગોંસાઈજીની) ગાયો, અથવા કાળો આખલો (જે ગાયોના ટોળામાં હોય છે), બજારમાં ફરનારી ઘૂસ (મોટો ઉંદર), ફુવડ દીકરી અથવા ફૂવડ સ્ત્રીનું કાંતેલું સૂતર, રાંડીરાંડનો છોકરો, સોદાગરનો ઘોડો, છેલ આદમીઓની કુટણી (સ્ત્રી દલાલો), રાજના દૂતો (ખબર લઈ જનાર) અથવા રાજના પહેલવાનો;

વળી રસોઈ કરનાર બ્રાહ્મણ રસોઈઓ, અને કસાઈને ઘેરનો કૂતરો એટલા તેર જણાં કદી દૂબળા થતા નથી, સૂકાતા નથી, પણ મસ્ત થઈને માતેલા ફરે છે.)

---

સમુદ્ર શિખર (સમત શિખર—બંગાળ) ના રાજાની પુત્રી પદ્માવતીને પરણી પાછાં ફરતાં અજમેરના રાજા પૃથિરાજ ચહુઆન વિષે શહાબુદ્દીનના જાસુસોએ પોતાના માલીકને ખબર આપી કે પૃથિરાજ પોતાની હદ બહાર છે તેથી લઢવાનો વખત ઠીક છે; રસ્તો રોકી રાહ જોતા જે મોગલો બેઠા હતા, તે મોગલો કેવા હતા તે બાબત ચંદ કવિ કહે છેઃ—

દોહા.

મુગલ ભલે ખુરાસાનકે,
ભૂ રે ભા રે ગા ત;
જિન દેખી નર થરહરે,
દો દો દુંભી ખાત.—૨૭૪.

અર્થ—ખુરાસાનના મોગલોના શરીર ભૂરા—ગોરા હોય છે, અને તેને જોઈને માણસ ધ્રુજે છે, અને તેઓને ખાવાને બબે બકરા જોઈએ છે.

લઢાઈ થઈ તેમાં શહાબુદ્દીન હારી કેદ પકડાયો પણ પૃથિરાજે આઠ હજાર ઘોડાનો દંડ લઈ છોડી દીધો. પૃથિરાજના પક્ષના ઘાયલ રજપૂતો મહોબા (બુંદેલ ખંડ) ની આસપાસ ભૂલા પડયા, ત્યાંના રાજા પરમાલ ચંદેલના બાગમાં વિશ્રામ લેવા જતાં માળીએ રોકયા, તેથી તેનું ડોકું ઉડાવી દીધું. માલણે જઈ રાણીને કહ્યું, અને રાણીએ રાજાને સમજાવી ફોજ મોકલી તમામ ઘાયલોને મરાવવા સામંત ઉદલને હુકમ કર્યો. ઘાયલને મારવા એ ક્ષત્રી ધર્મ નથી, એવું કહેવાથી સામંતને ફુટી ગએલો સમજી સખ્ત હુકમ કર્યો. તેણે જઈ પોતાના હજાર માણુસના ભોગે માત્ર વીસ ઘાયલને માર્યા. એના ભાઈ આલ્હની ઘોડારમાં ઉત્તમ પ્રકારના પાંચ વછેરા હતા; દુશ્મનના ભંભેરવાથી રાજાએ પોતાની ઘોડારમાં તે ઘોડાઓને બાંધવા હુકમ કર્યો. આલ્હની મા દેવલદેએ તેને કહ્યુંઃ—"પુત વછેરા માંગ ન દીજે." તે ઉપરથી આલ્હે રાજાને ઘોડા આપવા ના કહી. રાજાને અત્યંત ક્રોધે ભરાયલો જોઈ, બંને જણા કનોજ નાસી ગયા, ત્યાં તેમને સારા ઓધ્ધા મળ્યા.

ધાયલોને માર્યાની વાત સાંભળી પૃથિ રાજે ચંદેલગર ચઢાઇ કરી; બધાની નજર આલ્હ અને ઉદલપર પડી, પણ તેમને મના વીને લાવે કોણ? તે છતાં બ્રહ્માજીત સામો લઢવા ગયો, તેમાં તેની મોટી હાર થઇ, પછી પૃથિરાજ પાસે રાજાએ બે માસની મહોલત લીધી; જગનક ભાટ બંન્ને ભાઇઓને તેડ વા કનોજ ગયો, જઇ સમજાવવા લાગ્યો તે પરથી આલ્હની મા દેવલદે બોલી:-

**દોહા.**

શ્યામ સાંકરે જાનકે,
રહે અવર ઘર સોય;
સો રાણી ફિરતો લિયો,
કૂલ રજપૂત ન હોય.–૨૭૫.

**અર્થ**–પોતાના માલીક સંકડાસમાં અ વેલો જોઇને જે માણુસ પારકે ઘેર બેસી ર હે, તેવો માણુસ તો રાણીએ કોઇ ફરતો– ભટકતોજ લીધેલા સમજવો, પણ રજપૂત કુ લનો ન હોય.

માતાનું વચન સાંભળી તેઓ જેચંદન રજા લેવા ગયા. જેચંદે જવા ના પાડી, તેપરથી તેઓ બોલ્યા કે અમે પ્રથમ આપની સાથે યુદ્ધ કરી પછી મહોબે જઇશું; પણ ભાટની વિરદાઇની સ્તુતિ સાંભળી જેચંદે ખુશીથી રજા આપી.

સામૈયું કરી રાજા ચંદેલે વધાવી લીધા, અને લશ્કર સોંપી દીધું. પૃથિરાજની સામા બીજે દીવસે લઢવાની ચીઠી મોકલી. બંને બાજુ લઢવાની તૈયારી ચાલી રહી છે.

સ્વર્ગમાં અપ્સરાઓ જાણે મૃત્યુ લોકમાં આવવાને (લઢાઇના વીરોને વરવાને) તૈયારી કરતી હોયની એવા અલૌકિક વીર રસના ભા વમાં કવિ ચંદ કહે છે:-

**છંદ ભુજંગી.**

ઇતેં સૂર ન્હાવે કરે દાન ધ્યાનં,
ઉતે અપ્સરા અંગ મંજંત તાનં;
ઇતેં ટોપ ટંકાર સીસં ઉતગં,
ઉતેં અપ્સરા કંચુકી પહરી અંગં.

ઇતેં સૂર મોજા વનાવંત ભાયે,
ઉતેં અપ્સરા નૂપરં પહરી પાએ:
ઇતેં સૂર રાગં બધે તાય તેગં,
ઉતેં અપ્સરા ચરનિયા પહરી જંઘં.

ઇતેં પાઘ પેચં સમારંત સૂરં,
ઉતેં સીસ ફૂલં ગુહાવેત પૂરં:
ઇતેં સૂરમા પાઘપે ઝલમ ડારે,
ઉતેં ઝુંડરંભા સુમાંગં સમારે.

ઇતેં સૂર સરવં ખરે ખગ્ગમંજે,
ઉતેં અપ્સરા અંજનં નેન અંજે:
ઇતેં સૂર ઢાલં બલી બંધ ડારે,
ઉતેં અપ્સરા શ્રવણુ નાટક્ક ધારે.

ઇતેંસૂર દસ દાન હથ્થેસુ કીયે,
ઉતેં અપ્સરા હથ્થ મેંદીસુ દીએ;
ઇતેં સૂર કર કેહરી નખ્ખ લીને,
ઉતેં અપ્સરા કંકનં પાન કીને.

ઇતેં સૂર બરછી લિયે હે અન્યારી,
ઉતેં અપ્સરા હાથ વરમાલ ધારી:
ઇતેં સૂર તુલસીનકી માલ નાઇ,
ઉતેં અપ્સરા માલ મોતી બનાઇ.

ઇતેં સૂર કર બાન કબ્બાન નાઇ,
ઉતેં અપ્સરા ચમકી નેનં નચાઇ:
ઇતેં તેગ સાવંત ધારે ન લીયે,
ઉતેં અપ્સરા સાજ વિમાન કીયે.

કહી કવી ચંદ નીરખ્ખી સ સોઉ,
બરન્ને સુમાને પરી સુર દોઉ.–૨૭૬.

**અર્થ**–બંન્ને બાજુ લઢાઇની તૈયારી ચા લી રહી છે, તેમાં અત્રે (પૃથ્વીપર) શૂરાઓ ન્હાઇ ધોઇ દાન ધ્યાન કરે છે, અને ત્યાં (સ્વર્ગમાં) અપ્સરાઓ પોતાનાં અંગ જોર થી સાફ કરી રહી છે;

અહીં શૂરાઓ ટોપ, ટંકાર (બખતર) માથે અને શરીરે ધારણ કરી રહ્યા છે, ત્યારે ત્યાં (સ્વર્ગમાં) પરીઓ શરીરે કાંચળી પહેરી રહી છે.

અત્રે શૂરાઓ પગમાં ચામડાનાં મોજાં ઇત્યાદિ પહેરી રહ્યા છે, ત્યારે ત્યાં અપ્સરાઓ પગમાં નૂપૂર (નેપુર–ઝાંઝર) પહેરી રહી છે;

અત્રે સર્વે શૂરાઓ મૂછોને તા દે છે, (અથવા ખડગ ઉજળાં કરે છે), અને સ્વર્ગમાં અપ્સરાઓ આંખે અંજન કરી રહી છે;

અત્રે બળવાન શૂરાઓ ઢાલ બાંધી રહ્યા છે, ત્યારે ત્યાં અપ્સરાઓ કાનમાં કુંડલ ધારણ કરી રહી છે.

અત્રે શૂરાઓએ પોતાને હાથે દસ પ્રકારનાં દાન દેવા માંડયા, ત્યારે ત્યાં અપ્સરાઓ હાથે મેંદી લગાડવા મંડી ગઇ છે;

અત્રે શૂરાઓએ હાથમાં કેસરીનખ (વાઘનખ જે વડે શિવાજીએ અફજાલખાનને

અત્રે શૂરાઓ ચોરણાઓ (તંગ સુરવાલ) તંગ કરીને બાંધી રહ્યા છે, ત્યારે ત્યાં અપ્સરાઓ જાંઘે ચણિઆઓ પહેરી તૈયારી કરે છે.

અત્રે શૂરાઓ પોતાની પાઘડીના પેચ સમારી રહ્યા છે, ત્યારે ત્યાં અપ્સરાઓ માથ ઉપર સોનાનાં અથવા ફુલનાં શિશફુલ માંથામાં ગુંથી રહી છે;

અત્રે શૂરાઓ પોતાની પાઘડીઓમા મોડ–શિરપેચ (પરણવા જાય છે ત્યારે બાંધે છે તે) બાંધી રહ્યા છે, ત્યારે સ્વર્ગમાં અપ્સરાઓના ટોળાંઓએ માથાના વાળના માંગ (સેંથા) સમારવા માંડયા છે.
માર્યા હતો) લીધા, ત્યારે ત્યાં અપ્સરાઓએ કંકણ પહેરવાં માંડયા.

અત્રે શૂરાઓએ હાથમાં બરછી લીધી ત્યારે સ્વર્ગમાં અપ્સરાઓએ (લઢાઇમાં જે શૂરો પડશે તેને વરવાને) હાથમાં વરમાળા લીધી;

અત્રે શૂરાઓએ તુલસીની માળા, ત્યારે ત્યાં અપ્સરાઓએ મોતીની માળાઓ પહેરી.

અત્રે શૂરાઓએ હાથમાં બાણ અને કબાન (કામઠાં) લીધાં, ત્યારે ત્યાં અપ્સરાઓએ ચમકીને નેત્રો નચાવ્યા;

અત્રે શૂરાઓએ ઘોડાઓને તૈયાર કરવા માંડયા, ત્યારે ત્યાં પોતાને જવાને અને મરેલા શૂરાઓને લાવવાને અપ્સરાઓએ વિમાનો તૈયાર કરવા માંડયા.

કવિ ચંદ કહે છે કે બન્ને બાજુ જોઇએ છીએ તો શૂરાઓ અને પરીઓ બેઉ તૈયાર થઇ રહ્યાં છે.

જે શૂરવીરો લઢાઇમાં પડશે તેમને પરણવાની અને વધાવી લેવાની સર્વે અપ્સરાઓ તૈયારી કરે છે, એ ભાવ કવિએ બતાવી લઢાઇમાં પડવાનું ફળ સ્વર્ગ છે એવું ગર્ભિત વર્ણન કર્યું છે.

---

**દોહા.**

મૃદુવાદી ખલ મિંતકો,
બુધ ન કરે ઇતબાર;
અહિ કરાલ કેકી ભખેં,
મધુર અલાપ નિહાર.–૨૭૭.

**અર્થ**–મીઠા બોલનારા લુચ્ચા મિત્રનો બુદ્ધિવાને કદી વિશ્વાસ કરવો નહીં; જેમ કે કેકી–મોર મીઠો ઉચ્ચાર કરીને કરાલ–વિકાળ સાપને ખાઇ જાય છે.

---

**દોહા.**

લખિયત ટેઢી લોકમેં,
સમરથહુકી ચાલ;
ઓઢત કેસરી ખાલ હર,
તજિકે સાલ દુસાલ.–૨૭૮.

**અર્થ**–આ દુનિઆમાં સમર્થ પુરૂષોની ચાલ ઉલટી (વાંકી) જોવામાં આવે છે, જેમકે હર–મહાદેવ સાલ દુશાલા છોડીને સિંહનું ચામડું ઓઢે છે.

---

**દોહા.**

ગોરી ગાહક રત્નકી,
ગુન ગાહક રાજાન;
કવિતા ગાહકકો રસિક,
ભૂપતિ ભોજ સમાન.–૨૭૯.

**અર્થ**–સ્ત્રી રત્ન–ધનની ગ્રાહક છે, રાજા ગુણનો ગ્રાહક છે, અને ભોજ સમાન રસિક રાજા કવિતાના ગ્રાહક છે.

---

**દોહા.**

જહાં ન જાકો ગુન લહે,
તહાં ન તાકો ઠાંવ;
ધોબી બેઠ કહા કરે?
દિગંબરોં કે ગાંવ.–૨૮૦.

**અર્થ**–જયાં જેના ગુણની પરિક્ષા નહી, ત્યાં તેનું ઠેકાણું પડે નહીં, જેમકે નાગા બાવાના ગામમાં જઇને ધોબી કાપડાં કોનાં કપડાં ધુવે?

# ચિત્ર કાવ્ય.

એટલે ચિત્રમાં કાવ્ય લખવું, અને તે કાવ્યના અક્ષરો ચિત્રમાં ગોઠવી ગતિ (વલણ) પ્રમાણે ઉલટ પુલટ, સામે, ઉથલાવીને વિગેરે જુદી જુદી રીતે વંચાય છે.

ચિત્ર કાવ્ય હોજબંધ, શીખરબંધ, અગતિ, કપાટબંધ, કટારબંધ, ચામરબંધ, ગોખબંધ, કુસુમ પ્રબંધ, ગોમૂત્રિકા, ચોપટબંધ એમ અનેક પ્રકારના થાય છે.

## ગતાગત સ્વસ્તિક ગતિ ચિત્ર કાવ્ય.

(સવૈયા.)

મેરન પ્રાગટ ગોમ ઘટાસ,
સટા ઘમગોટગ પ્રાન રમે;
મે ભટુ સાણુ સુતીય મહીસ,
સહી મય તીસુ ગુલાટ ભમે.
મે ન કમં ઝલ મોય મલીસ,
સ લી મય મોલ ઝમંકનમે;
મે દહ વ્રેહ પ્રબીન સદાસ,
સદા સન વીપ્રહ વ્રેહ દમે.—૨૮૧.

## ચતુઃપૂર્વાર્ધે ચતુર ઉત્તરાર્ધે ગતાગત સ્વસ્તિક ગતિ ચિત્ર.



ખુલાસો—સાથીઆની વચમાંથી ઉપર જઇ વાંચતાં "મેરન પ્રાગટ ગોમ ઘટાસ" વંચાય છે; એજ ચરણને છેડેથી પાછું ઉલટું વાંચતાં "સટા ઘમગોટગ પ્રાન રમે" એમ વંચાયાથી બીજું ચરણ થાય છે. એજ પ્રમાણે ચારે લીટીઓ સુલટ—ઉલટ વંચાય છે.

અર્થ—નાયકાની સખી, નાયકને કહે છે:—

ચોખ્ખી રીતે મેરૂ તેમજ ગોમ—આકાશમાં પણ ઘટા જણાતાં નથી,—છતાં અંધારેલા વરસાદના ગોટામાં ગએલી સટા રૂપે વિજળી જેવા (આપની પ્રીયાના) પ્રાણ રમી રહ્યા છે. હું તો મહીસ—રાજાની સ્રી (નાયકા) ની ભટુ—સખી થાઉં છું, પણ તે મારી સખી ગુલાટ ખાતી હોયની તેમ ભ્રમણામાં પડી છે.

તેના મનની ઝાળ મારાથી ઓછી કરાતી નથી, એવી તે મને મળી છે, અને તેનાં ઝાંઝરના ઝમકારાની અવાજનીજ કિંમતમા મને વેચાતી લીધી છે, (મન છતી લીધું છે);

તે પ્રબીનને જે વિરહ—જુદાઇ થયો છે, તેથી હું નિરંતર સેકાયા કરૂં છું. (અથવા મારી પ્રબીન વ્રહવેદનાથી નિરંતર બળ્યા કરે છે.) હું વીપ્રહ—બ્રાહ્મણી સદા તેની પાસે રહું છું, માટે સન—ખાત્રીપૂર્વક જાણજો કે તેને વ્રેહ—જુદાઇ બહુજ દમે—પીડા કરે છે.

# કાવ્ય વિનોદ.

## બીજી કુંજમાળા (ભાગ ૨ જો.)

---

લેખક—અમરચંદ પી૦ પરમાર.

---

સં૦ ૧૯૬૪ ના બાર માસમાં મુંબઈ સમાચાર તથા લોકમિત્ર પત્રમાં
આવનારા કાવ્યોનો સંગ્રહ.

**( અર્થ, સમજુતી તથા વધારા સાથે. )**

---

ગ્રાહકોના પ્રમાણમાં પુસ્તકો છપાશે, માટે નામો સત્વર નોંધાવો.

**પહેલા ભાગ કરતાં બીજો ભાગ કદમાં ઘણો મોટો થશે.**

---

**અગાઉથી ગ્રાહક થનારાઓ માટે કિંમત બાર આના.**

લખો-મુંબઈ સમાચાર ઓફીસ, ફ્રીયર રોડ–મુંબઈ.

અથવા—**અમરચંદ પી. પરમાર, બીજો ભોઈવાડો.**

---

**નોટ**–મુંબઈ સમાચાર જેવું રોજીંદુ પત્ર ખરીદવાની શકિત અથવા ઈચ્છા નહી ધરાવનારા ગ્રહસ્થોને 'કાવ્ય વિનોદ' ના પ્રીય થઈ પડેલા વિષયનો લાભ મળી શકે તે હેતુથી કેટલાએક જણાઓની ઈચ્છાને માન આપી એ વિષય દર શનીવારના મુંબઈ સમાચારમાં આપવા ઉપરાંત "લોક મિત્ર" માં પણ છાપવામાં આવશે.

---

# લોક મિત્ર.

---

એ લોક મિત્રમાં મુંબઈ સમાચારની ઘણી ખરી ખબરો આપવામાં **આવે છે**, **અને** અઠવાડીઆમાં બેવાર એટલે દર ગુરૂવારે તથા રવિવારે પ્રગટ થાય છે.

**વાર્ષિક લવાજમ માત્ર રૂા. ૩.**

---

એક પંથ દો કાજ.

**આટલી જુજ કિંમતમાં અઠવાડીઆમાં બે વાર પેપર વાંચવાનું મળવા ઉપરાંત દર અઠવાડીએ 'કાવ્ય વિનોદ' વાંચવાનો આનંદ મળશે.**